# સાંકળિયું.


| | |
|---|---|
| માથેરાનની અસલી તવારીખ ... ... ... ... ... | ૧ |
| મુંબઈથી નારેલ ... ... ... ... ... ... ... | ૯ |
| નારેલથી માથેરાન... ... ... ... ... ... ... | ૧૧ |
| રતુ ... ... ... ... ... ... ... ... ... | ૧૫ |
| માથેરાનની ભુગોળ. ... ... ... ... ... ... | ૧૭ |
| પેનોરામા પોઈન્ત ... ... ... ... ... ... ... | ૧૯ |
| એરી પોઈન્ત. ... ... ... ... ... ... ... | ૨૦ |
| ગારબત પોઈન્ત ... ... ... ... ... ... ... | ૨૦ |
| હાર્ત પોઈન્ત. ... ... ... ... ... ... ... | ૨૧ |
| ડેનજર પોઈન્ત ... ... ... ... ... ... ... | ૨૨ |
| એકો પોઈન્ત. ... ... ... ... ... ... ... | ૨૩ |
| લેન્ડસકેપ પોઈન્ત ... ... ... ... ... ... ... | ૨૪ |
| લુઈસા પોઈન્ત ... ... ... ... ... ... ... | ૨૪ |
| પોરક્યુપાઈન પોઈન્ત. ... ... ... ... ... ... | ૨૫ |
| આરતીસ્ત પોઈન્ત. ... ... ... ... ... ... | ૨૬ |
| એલેકઝાનડર પોઈન્ત. ... ... ... ... ... ... | ૨૬ |
| ચોક પોઈન્ત. ... ... ... ... ... ... ... | ૨૭ |
| વન ટ્રી હીલ ... ... ... ... ... ... ... | ૨૮ |
| રામબાગ ... ... ... ... ... ... ... ... | ૨૮ |
| પાણીના ઝરા. ... ... ... ... ... ... ... | ૩૦ |
| તળાવો ... ... ... ... ... ... ... ... | ૩૩ |
| માથેરાનનું બજાર ... ... ... ... ... ... ... | ૩૫ |
| પાહાડી લોકો. ... ... ... ... ... ... ... | ૩૭ |
| જાનવરો ... ... ... ... ... ... ... ... | ૪૧ |
| પક્ષીઓ. ... ... ... ... ... ... ... ... | ૪૫ |

સાંકળિયું.

પેટે ચાલનારાં જાનવરો ... ... ... ... ... ... ૫૧
કરચના તથા કરોળીઆની જાતનાં જાનવરો... ... ... ૫૪
માથેરાનમાં કયા ક્યા બંગલા તથા દુકાનો છે તેનાં નામો—
ક્યાં આવેલા છે તે ઠેકાણું તથા તેમના ધણીનાં નામો. ૫૬
માથેરાનમાં ફરવા જવાની તથા બીજી જગાઓના તફાવત-
નો કોઠો .. ... ... ... ... ... ... ... ૫૯
હોતેલો. ... ... ... ... ... ... ... ... ૬૦
હાલના સુપ્રીન્ટેન્ડેન્ટ ડાકટર જે. એસ. વીલકીન્સે કરેલો બહુ
સંતોષકારક સુધારો ... ... ... ... ... ... ૬૧





# માથેરાનઃ
## તેની અસલી તવારીખ.

માથેરાનની શીતળ ટેકડી કે જેનો લાભ આજ કેટલાં વરસો થયાં સાજાં તથા લઠડતી તંદરોસ્તીવાળાં હજારો લોકો લેતાં આવેછે, તથા જેણે હજારો બીમાર તથા કમતાકાત-વાળાંઓનાં આંગમાં નવું લોહી ઉમેરી તેમને જીંદગીનો નવો પટો આપ્યો છે, તેનો અર્થ "શીર ઉપર જંગલ" એવો થાયછે. ત્યાંના અસલ વતની ધનગર લોકો, તોપણ, તેનો અર્થ તદન જુદોજ કરેછે; તેઓ તેને "માતારાન" એટલે "માયનું જંગલ" એમ કહેછે. એવી કથા છે કે, આ ધનગર લોકનું એક કુટુંબ જે દખણમાંથી પહેલવહેલું આ ટેકડી ઉપર આવી વસ્યું હતું, તેઓનો વડો અને તેની બાયડી આ નવાં વતનમાં આવ્યા પછી ઘણી થોડી મુદતમાં ત્યાં મરણ પામ્યાં. આ ઉપરથી એક કહેવત તેઓમાં ચાલુ થઈ કે "માતપીતે શુમવળા, માતારાન નાત્ર પાત્રલા" એટલે માબાપ મરણ પામ્યાં ને માથેરાનને નામ મળ્યું.

આ ટેકડી કે જેનો વીસ્તાર આસરે ૫૦૦૦ એકર યાને આઠ ચોરસ મેલ છે, તેને પહેલવહેલી (એટલે સને ૧૮૫૦-માં) સરકારની તેમજ શોખીન લોકોની જાણમાં લાવનાર તે વેળાનો થાનાનો કલેકટર મી० હયુ પોઈન્ઝ મેલેટ† નામનો

† જંગલોની સભાળ લેનાર ડાકટર અલેકઝાંડર ગીબસન આની પણ ઘણુંક અગાઉ એ ટેકડીની મુલાકાતે આવી ગયલો કહેવાયછે.

ઈંગ્રેજ અમલદાર હતો, અને તેજ વરસમાં તે ટેકડી ઉપર સૌથી પહેલો‡ બંગલો બાંધનાર પણ એજ ગ્રહસ્થ હતો, કે જે બંગલો હાલ "ધી બાઈક" ને નામે ઓળખાય છે. એ બંગલો મીસીસ પેપતી નામની ઇંગ્રેજી બાનુંના હાથમાં હતો, જેણીએ હાલમાં એક પાદરીને વેચેલો કહેવાયછે.

પણ મી૦ મેલેટ ૧૮૫૦ માં ઉપર આવ્યો તેની અગાઉ આ માથેરાનની ટેકડી ઉપર તો રાઘોજી બાનગ્રીયા નામના તવારીખમાં જાણીતા થયેલા બારવત્યાનું રહેઠાણ હતું; કે જેનો ત્રાસ ૧૮૪૪ માં કોકણ અને નાસક પ્રગણામાં જબરદસ્ત પેસી ગયો હતો. તે આ પ્રગણાનાં જુદાં જુદાં ગામોને બાળી ભસમ કરી, લોકોમાં નીર્દય રીતે કતળ ચલાવતો, અને લુટફાટ કરી પોલીસની તથા લશકરની ગમે એવી હોશીયારી છતાં તેઓને પુશકળ હફાવી, આ આપણી જાણીતી માથેરાનની ટેકડીપર આવી ભરાઈ બેસતો હતો. અને જો તેની પછવાડે સીપાઇઓને મોકલવામાં આવતા તો તે જંગલ, ઝાડીઓ, અને ખીણોમાં એવી રીતે ભરાતો કે ગમે એવી કળા છતાં તેઓ તેને પકડવામાં નીષ્ફળ નીવડતા હતા. પોતાની આવી ફતેહ જોઈ રાઘોજી બાનગ્રીયાને માથેરાનની ટેકડી એટલી બધી તો સલામતી ભરેલી લાગી કે અંતે સરકારને એક રીજમીત ખાસ તે ટેકડી ઉપરજ રાખવાની ફરજ પડી, જે રીજમીતવાળાઓએ પોતાનું રહેઠાણ કેટલાક મહીના તલીક હાલ જ્યાં

‡ મી૦ ઈ. ડબ્લ્યુ. ફોસેટ, હરમીતેજ નામનો બંગલો બાંધનાર બીજો, કેપટન એચ બાર ત્રીજો, કેપટન સી. વોકર ચોથો, અને મી૦ આરથર મેલેટ, સ્તોનહેનજ યાને મેલેટસ હાઉસ બાધનાર પાંચમો ગ્રહસ્થ હતો. તે ટેકડીપર આ પહેલા જઇ વસનારાઓ માટે કહેછે કે, સરકાર તરફથી તે ચોકના રસ્તાની કાંઈ પણ મરામત થાય તે અગાઉ તેઓએ પોતાના ખરચે અને જાતી મહેનતે કેટલાક મેલ તલીકનો રસ્તો સાફ કરાવ્યો હતો.

"શારલત લેક" આવેલો છે ત્યાં કરયું હતું. એકથી બીજી જગાએ વારંવાર તેની પુઠ પકડયાથી અંતે આ વીખ્યાત લુટારાને કેપટન જેલે પંડરપુર ગામમાં કેટલાક સાધુઓનાં ટોળાંમાંથી છુપે વેશે સંતાયલો પકડી કહાડયો હતો. તેની તપાસ થાનામાં થયા પછી, લોકોનાં ખુન, અને સરકાર સામે શીતુર રચવાના વાંક માટે તેને ફાંસી ચહડાવવામાં આવ્યો હતો.

૧૮૫૦ ના મે માસમાં એક વેળા પુનેથી થાને જતાં ચોક ગામનાં મુસાફરખાનાંમાં મી૦ મેલેટે ઉતારો લીધો. એક સાંજનાં પોતાની બંદુક લઈ થોડોક પહાડ તે ચહડી આવ્યો, જે વખતે એને એવું લાગ્યું કે એ ડુંગર વસાય એવો હતો. અંધારૂં થવાથી તે આગળ વધી શકયો નહી, પણ બીજે દીવસે વધુ તપાસ કરવાની મતલબથી ત્યાંનાં સુનદરવારા નામનાં ગામના પટેલને પોતાના ભોમિયા તરીકે લઈ તે પાછો ઉપર આવ્યો. તે રસ્તો એટલો તો સાંકડો અને ભયકર હતો કે કેટલીક વેળા તો લાંબાં ઘાસનો આશરો પકડી જેમ તેમ પગલાં ઉચકવાં પડતાં હતાં. આખરે અકડાતા ઝીકાતા તેઓ ચોક પોઈન્તની પશ્ચીમ તરફ આવેલી એક છુટી નાની ટેકડી કે જે હાલ "વન ત્રી હીલ" ને નામે ઓળખાય છે, તે ઉપર આવી ઉભા. આ રસ્તો હજી પણ મોજુદ છે અને તેને કેટલાકો "શીવાજી લેદર" ને નામે ઓળખેછે, કારણ કે એવું માનવામાં આવેછે કે રાઘોજી બાનગ્રીયાની મીસાલે જાણીતો મરાઠા લડવૈયો શીવાજી પણ આ રસ્તે આવી માથેરાનમાં ભરાઈ બેસતો હતો. અહીંથી તેઓએ પોતાનો રસ્તો આગળ કાપ્યો, અને બંદ આગળની ખાહીમાં એક મોટા ઝરાપર તેઓની નજર પડી, જે મે માસ છતાં પુર જોશથી વહેતો હતો. આ માંહેથી બે બાટલી ભરી પાણી કહાડી તેઓ

આગળ વધ્યા અને હાલ જ્યાં ક્લેરનડન હોતેલ આવેલું છે, અને જે જગાપર સૌથી પહેલું બજાર ઉભું કરવામાં આવ્યું હતું, ત્યાંથી એક ટોપલી ભરી મટોડી ખોદી તે ભરી લીધી અને થોડાક પથ્થરના ટુકડાઓ પણ ઉપાડી લીધા. વધુ ચોકસ તપાસ માટે મી૦ મેલેટે આ સઘળું પોતાની સાથે લીધું અને તે તથા તેનો ભોમિયો જે રસ્તો હાલ રામબાગને નામે ઓળખાય છે ત્યાંથી નીચે ઉતરયા, અને છેક નીચે ગયા પછી મી૦ મેલેટ પોતાના ભોમિયાથી છુટો પડયો અને પોતાની સફરથી ખુશી થતો થાને ગયો.

તેજ વરસના સપ્ટેમબર માસમાં મી૦ મેલેટે ઉપલાજ પટેલપર મરઘાં, બકરાં, સસળાં ઈત્યાદી મોકલી આપી પોતા માટે માથેરાન લઈ જઈ ત્યાં તેની રાહ જોવાને કહ્યુ. મી૦ મેલેટ ત્યાં આવી પોહચે તેટલા વખતમાં તે પટેલના બાબુરાવ નામના છોકરાએ છ અઠવાડયાંમાં એક ઝુપડું હાલ જ્યાં ક્લેરનડન હોતેલ છે ત્યાં મી૦ મેલેટ માટે તૈયાર કર્યું. મી૦ મેલેટ ત્યાં પહેલી નવેમબરે ગયો અને એક મહીના તલીક ત્યાં રહયો. મી૦ મેલેટને આ વસવાતથી તે જગ્યા એટલી તો મનમોહન તથા દીલપઝીર લાગી, અને ત્યાંની આયુષ્ય વધારનારી હવાનો તેને એટલો તો ચરસ લાગ્યો કે ૧૮૫૧ ના ફેબ્રુઆરી માસમાં તે પોતાના દોસ્તો કેપટન હેરી બાર અને મી૦ ઈ. જી. ફ્રેસેટ સાથે પાછો ઉપર આવ્યો હતો. મી૦ ફ્રેસેટ તો પોતાના મીત્ર કરતાં પણ આ જગ્યા ઉપર એટલો બધો પ્રસન્ન થઈ ગયો કે તેજ વેળા 'એકો' પોઈન્ત નજદીક એક સુંદર સપાટ જમીનનો ટુકરો લઈ તેણે એક બગલો ત્યાં ઉભો કરયો, અને તેની આસપાસ સઘળે લોહડાંના સળીઆનું કામ કરી લીધું. તે બેગલાનું નામ તેણે "હરમીતેજ" આપ્યુ હતું, જે હાલ પણ તેજ નામે ઓળખાય છે, અને

હજી સુધી તે સારી સ્થીતીમાં બચી રહેલો જોવામાં આવેછે. આ બંગલો પેલે સાલના મે માસ તલીક મુંબઈવાળા મી૦ રતનજી બમનજી દુબાશના હાથમાં હતો, પણ તેની માલેકી હાલ "ઑલ સેન્ટસ સીસટરસ" All Saints' Sisters ના હાથમાં ગઈ છે.

૧૮૫૨ માં મી૦ મેલેટને ચોક તરફથી ઉપર આવવાનો રસ્તો સુધારવા માટે સરકાર તરફથી ૫૦૦ રૂપ્યા મળ્યા હતા. આ રસ્તાની મરામત કરયા પછી મીસીસ મેલેટ, કે જે માથેરાનની ધરતી ઉપર પગ મેલનાર સૌથી પહેલી ભાગ્યશાળી ઈંગ્રેજ બાનું હતી, તેણીને એક સાધારણ ખુરસીપર, બેઉ બાજુએ દોરડાંથી બાંબુઓ બાંધી ઉપર ઉંચકી લઈ જવામાં આવી હતી. જ્યાં તલીક ટેકડીને મથાળે તેણી આવી પુગી ત્યાં સુધી તેણીને આંખે પાટા આંધ્યા હતા કે જેથી તે ઉભાં ચઢાણવાળો બીકટ રસ્તો જોઈ તેણીને ચક્કર આવે નહી. પણ જ્યારે તે પાટો તેણીની આંખોપરથી કહાડવામાં આવ્યો હશે, ત્યારે તેણી પોતાની નજરે પડેલા અતી સુંદર દેખાવથી ખરેખરજ કેવી ખુશી અને અજાયબ થઈ હશે!

જ્યાં સુધી જી. આઈ. પી. રેલવેની લાઈન મુકરર થઈ નહી ત્યાં સુધી માથેરાનની ટેકડીપર જનારાઓને ચોકને રસ્તેથી ઉપર જવું પડતું હતું, કે જે માર્ગ મી૦ મેલેટ પોહળો કરી લગાર સેહેલો કરી આપ્યો હતો. પણ જ્યારે રેલવેની લાઈન નક્કી થઈ અને આગગાડી નારેલ ગામમાંથી પસાર થવા લાગી, ત્યારે ચોકનો તે અસલ તથા અગવડભર્યો રસ્તો તજી દેવામાં આવ્યો, અને સરકારના હુકમથી નારેલ ગામમાંથી ઉપર જવાનો એક તદનજ નવો રસ્તો કહાડવામાં આવ્યો. રેલવેની દોલતથી હવે લોકોનું ધ્યાન માથેરાન તરફ વધુ ખેંચાવા લાગ્યું, અને સરકારનો

વીચાર પણ લશકર માટે હવા ફેરફાર કરવાની કોઈક જગા ત્યાં મુકરર કરવાનો થયો; આ કારણ માટે તે વેળાના લશકરના ક્વારતર માસ્તર જનરલને તે ડુંગરની સરવઈ કરવાનો હુકમ પણ થયો હતો. આ કામ માટે ૧૮૫૨ માં કેપટન પોનસોનબી ઉપર આવ્યો, અને તેણે માથેરાનનો નકશો ધડી કહાડી તેની અંદર મુખ્ય રસ્તાઓ કેવી રીતે કહાડવા તે દેખાડયું, તથા દેવળ, હાસપીતાળ તેમજ ૨૦૦ માણસો રહી શકે એવી એક બરાખ બાંધવા માટેની જગાઓ પણ ચુંટી કહાડી; પણ સારાં ભાયગે લશકર માટેનો વીચાર સરકારે જવા આવવાની અગવડ ધ્યાનમાં લઈ માંડી વાલ્યો, કારણ કે આ ટેકડી કરતાં ખંડાલાની ટેકડી વધારે સગવડભરી થશે તેની તરફેણમાં મંત વધુ હતું. એ પછી ૧૮૫૩ માં જ્યારે કેપટન પીકોક ઉપર આવ્યો ત્યારે તેણે બીજા કેટલાક વધુ રસ્તાઓ કહાડયા, તથા લોકોને બંગલા બાંધવા માટેની જગાઓ નક્કી કરી હતી. આ સઘળી સરવઈ થયા પછી જમીનના ચોકસ કકડાઓ સરકારે પોતા હસ્તક રાખી બીજા "પ્લોતો" મીo મેલેટને ચોકસ શરતો પ્રમાણે જાહેરમાં પ્રજા સનમુખ મેળવાને કહયુ હતું, કે જે શરતો પ્રમાણે હાલ પણ દરેક સ્થાન પાંચ એકરથી વધુ આપવામાં આવતું નથી, અને દરેક એકર દીઠ વરસ દહાડે સાત રૂપીઆ ભોંયભાડું (જે અસલ ફક્ત પાંચ રૂપ્યાજ હતું) લેવામાં આવેછે. બીજી શરતો સરકાર અને જમીન લેનાર વચ્ચે આ છે કે, જગા લીધા પછી બે વરસમાં તેણે ત્યાં બંગલો બાંધવો, પોતાની જગા સારી હાલતમાં રાખવી, તથા જો તે ભોંયભાડું ન આપે તો તેનો બંગલો થાનાના કલેકટરે પોતાના કબજામાં લેવો.

બંગલાની જગાઓ માટે સૌથી પહેલી અરજી કરનારાઓમાં આ નામો જેવામાં આવેછેઃ—

| નંબર. | નામો. |
|---|---|
| ૧ | જી. એફ્. ફોરબસ. સી. એસ. |
| ૨ | એચ. ડી. કારતરાઇત. |
| ૩ | ડાકટર લીથ. |
| ૪ | કરનલ એફ્. પી. લેસતર, આર. એ. |
| ૫ | કેપટન જે. એમ. ગલાસ. આર. એ. |
| ૬ | સર વીલીઅમ યારદલી. મુંબઇનો તે વેળાનો ચીફ જસટીસ. |
| ૭ | જે. જી. વેલકારત. |
| ૮ | જે. રોસ. |
| ૯ | ઇ. જી. ફોસેટ, સી. એસ. |
| ૧૦ | ડબલ્યુ. એચ. હેરીસન, સી. એસ. |
| ૧૧ | આર. જી. બેથમ. |
| ૧૨ | કેપટન એચ. જે. બાર. |
| ૧૩ | કેપટન સી. ડબલ્યુ. વોકર. |
| ૧૪ | હોનરેબલ એ. મેલેટ, સી. એસ. |
| ૧૫ | સર જમશેદજી જીજીભાઇ. |
| ૧૬ | રેવરંડ પી. એનડરસન. |
| ૧૭ | લેફ્તેનંત જે. હારપર. |
| ૧૮ | એચ. યગ, સી. એસ. |
| ૧૯ | જી. એસ. જરડજ. |
| ૨૦ | કેપતન જે૦ ફીલ્ડ. |
| ૨૧ | ડબલ્યુ. હારત, સી. એસ. |
| ૨૨ | કરનલ સ્વેનસન. |
| ૨૩ | ઇ. અરવીન હાવરડ. |
| ૨૪ | રસતમજી મેરવાનજી. |
| ૨૫ | મેજર એચ. જે. પારકીનસન. |
| ૨૬ | હીરજી જાંદગીર. |
| ૨૭ | એ. રોજરસ, સી. એસ. |
| ૨૮ | મનચેરજી જમશેદજી. |
| ૨૯ | એન. હાવરડ. |
| ૩૦ | જે. રીચ. |
| ૩૧ | ડાકટર કેમપબેલ. |
| ૩૨ | એ. ડી. રોબર્ટસન, સી. એસ. |
| ૩૩ | જે. ડબલ્યુ. રોબર્ટસન, સી. એસ. |
| ૩૪ | ઇ. પી. રોબર્ટસન, સી. એસ. |
| ૩૫ | એમ. એ. કોકસન, સી. એસ. |
| ૩૬ | સી. એમ. જે. પોલોક. |
| ૩૭ | ડી. સાસુન. |
| ૩૮ | ઈ. ડી. સાસુન. |
| ૩૯ | ડાકટર યુલ. |
| ૪૦ | લોરડ એલફીનસ્તન. |
| ૪૧ | આર. ડબલ્યુ લોડવીક, સી. એસ. |
| ૪૨ | લેફ્તેનંત કરનલ. એમ. પી. મેલવીલ. |
| ૪૩ | ડાકટર ઈમપે. |
| ૪૪ | મોતાભાઈ ફરાંમજી. |
| ૪૫ | બરજોરજી મેરવાનજી. |
| ૪૬ | માણેકજી ખરશેદજી. |
| ૪૭ | ડબલ્યુ. વી. રેપર. |
| ૪૮ | બેહરામજી હોરમસજી. |
| ૪૯ | જે. મેકફારલેન. |
| ૫૦ | પાલનજી જીવનજી. |
| ૫૧ | માણેકજી પેસતનજી વાહાડયા. |
| ૫૨ | ડાકટર. રૂક. |
| ૫૩ | લેફ્તે૦ કરનલ વીથોબી, સી. બી. |
| ૫૪ | મેજર જે. બી. વુસનેમ. |
| ૫૫ | એન. ઓલીવર. |
| ૫૬ | ડાકટર કોવસ. |
| ૫૭ | ગુરતાદજી દાદાભાઇ. |

| નંબર. | નામો. | નંબર. | નામો. |
| --- | --- | --- | --- |
| ૫૮ | ફરાંમજી હોરમસજી. | ૬૨ | એ. એફ. બેલાસીસ, સી. એસ. |
| ૫૯ | ડબલ્યુ. બી. ફેરોશ. | ૬૩ | જે. ફેરેરર. |
| ૬૦ | એફ. એ. ડી. હરવાયોર્ડ. | ૬૪ | જી. એફ. રીમીંગટન. |
| ૬૧ | મીસીસ એમ. ડી. રોઝારીયો. | ૬૫ | વીનાયક ગંગાધર. |

૧૮૫૪ પછી માથેરાનનો ભાવ આસ્તે આસ્તે પુશકળ વધવા માંડયો, કે જે વરસમાં આપણાં શેહેરમાં લોરડ એલફીનસ્તન ગવરનર હતા. માથેરાનને પ્રજામાં જાણીતું તથા માનીતું કરવાનું માન આ નામદારનેજ ઘટે છે, કે તેવણની મદદ તેમજ તેવણના દાખલાથી ત્યાં વસવાની લોકોમાં વધારે ઉલટ પેદા થઈ હતી. તેવણના હુકમથી, નારેલથી ઉપર જવાનો રસ્તો ૧૦૦૦૦ રૂપીઆના ખરચે સીવીલ એનજીનીયર મી૦ એચ. વેસ્ટનાં ઉપરીપણાં હેઠળ બાંધી તૈયાર કરવામાં આવ્યો હતો. તે ટેકડી ઉપરના રળીઆમણા દેખાવો તરફ ફાટતા જુદા જુદા રસ્તાઓ વખાણવા લાયક 'તેરટ' થી શોધી કહાડનાર પણ એ નામદાર ગવરનરજ હતા. તેવણે પોતા માટે એક કુશાદે બંગલો પણ ત્યાં બાંધ્યો હતો, જે હજી સુધી "એલફીનસ્તન લોડજ" ને નામે ઓળખાય છે, જે બંગલો હાલ મીસયરસ એડવરડ બેટસના ભાગિયા મી૦ ડીકસનના હસ્તકમાં છે. વરસના ઘણાક મહીના તેવણ ત્યાંની શીતળ આબોહવામાંજ ગુજારતા હતા, જે લેઈ એવણના આખા રસાલાએ પણ એવણનોજ દાખલો પકડયો; આ કારણને લીધે માથેરાન ઘણીજ જલદીથી એક માનીતી અને 'ફેશનેબલ' ટેકડી થઈ પડી. ઘરો અને બંગલાઓ એક એક પછી ઝડપથી ઉભાં થયાં, અને બીજા બાંધવા માટેની જગા સારૂ પુશકળ દબાણ થવા લાગ્યું.

આ ડુંગર મુંબઈની ઘણો નજદીક આવેલો હોવાથી લોરડ એલફીનસ્તનને આસ્તે આસ્તે એટલો તો પ્યારો

થઈ પડયો કે વારંવાર તેવણ સવારે ત્યાંથી ઉતરી પોતાની કાઉનસીલ ભરવા મુંબઈ આવતા, અને રાતનાં ખાનાં માટે પાછા માથેરાન પોતાના એલફીનસ્તન લોડજમાં પધારતા.

આ ટેકડીને શોધી કહાડનાર મી૦ મેલેટની સાથે, મી૦ એડવરડ ગોરડન, ફેસેટ, સી. એસ. તથા કેપટન હેરી બાર, મેજર પારકીનસન અને લેફતેનંત પારકરે (છેલ્લા બે જેઓ માથેરાનના પહેલા સુપ્રીનટેનડંટ હતા) કેટલાંક વરસો તલીક આ આબોહવાવાળી ટેકડીની સુંદરતા ખીલવવાને અથાગ મહેનત કરી હતી. આ ગ્રહસ્થોને લોરડ એલફીનસ્તન તરફથી પણ બહુ કીંમતી મદદ અને ઉતેજન મળેલું હોવાથી માથેરાનનો દહાડો ફરી જતાં ઝાઝી વાર લાગી નહી, અને આ રળ્યામણી ટેકડી મહાબ્લેશ્વરની પણ હરીફ તથા સોક થઈ પડી.

## મુંબઇથી નારેલ.

માથેરાનનો ડુંગર આગગાડીને રસ્તે માપતાં મુંબઈથી ચોપન મૈલ છે, પણ સીધી લીટીમાં માપતાં બંને વચ્ચે ફક્ત ત્રીસ માઇલનોજ તફાવત છે. તે આપણાં શેહેરની ઈશાન દીશાએ આવેલો છે. માથેરાન જનારાં લોકને મુંબઇથી નીકળેલી મેલ ત્રેન બે કલાકમાં નારેલ ગામડાંનાં સ્ટેશનપર લાવી ઉતારે છે. આ ગામમાંજ પેલા બળવાખોર નાના સાહેબનો જન્મ થયલો કહેવાયછે; અને ૧૮૫૭ ના બળવા વેળા એનાં કેટલાંક સગાંઓ કે જેઓ ત્યાં ખેતીવાડી કરતાં હતાં તેઓને પોલીસના ચોકી પોહરા હેઠળ રાખવામાં આવ્યાં હતાં, એવી આશામાં કે તે નાહસી ગયલો કરપીન બળવાખોર કદાચ ત્યાં આવી ભરાયો હોય તો તેઓ વચ્ચેથી પકડાઇ આવે; પણ આપણે જા-

પીએ છીએ તેમ તે તો તે વેળા હીમાળયમાં કેઠે ભરાયલો કહેવાતો હતો.

નારેલનાં સ્ટેશનપર બે "વેતીંગ રૂમ" છે, કે જે માં-હેલો એક મહરૂથો માટે અને બીજો બાનુંઓ માટે છે. અહીં રાતની વેળા મુસાફરી કરનારાઓની સગવડ તથા આરામ માટે રેલવે કમપની તરફથી કશી પણ રીતની ગોઠવણ કીધેલી લાગતી નથી, પણ તે ખોટ પુરી પાડવા માટે ત્યાં રહેનાર મી० નવરોજી નામના એક પારસી ગ્રહસ્થ પોતાથી બનતી દરેક સગવડભરી ગોઠવણ કરી આપેછે અને તેવણ વળી ઇંગ્રેજો તેમજ પારસીઓ માટે, જો જરૂર પડે તો, ખાનાં માટે પણ સારી તજવીજ રાખેછે.

જેઓ ઘોડા ઉપર સવારી નહી કરી શકતાં હોય તેઓએ આએ વાત જરૂર ધ્યાનમાં રાખવી જોઇએ છે કે, મુંબઇથી યા કોઇ પણ જગાએથી ઉપડવા અગાઉ આ ટેકરીના સુપ્રીનટેનડંટપર જેટલી જોઇએ એટલી "તોનજોન"† યા પાલખી માટે તેઓએ આગમચથી વરદી મોકલવી, કારણ કે પહાડ ઉપર, ઘોડેસ્વાર થવા સીવાય કોઈ પણ જાતની ગાડી યા ગાડામાં જવાઇ શકાતું નથી, પણ ઉપર કહેલી "તોનજોન" યા પાલખીમાં માણસો ઉંચકી લઇ જાએછે, અને આ તોનજોન તથા પાલખી કાંઈ નારેલનાં સ્ટેશન ઉપર આગમચથી વરદી કર્યા સીવાય તૈયાર મલતી નથી, જો વરદી નહી કરી હોએ તો તે ઉપરથી આવે તેટલાં રોકટમાં ખોટી થઈ રહેવું પડેછે. સઘળી તોનજોનો ઉપર માથેરાનમાંજ રાખવામાં આવેછે; ઘોડાપર જનારાઓ માટે એવી ખટપટ કરવાની કશી અગત રહેતી નથી, કારણ કે નારેલવાળા મી० નવરોજી જેટલા જોઇએ એટલા ઘોડા મુસાફરોને પુરા પાડેછે. તોનજોન અથવા પાલખીમાં

† "તોનજોન" એટલે એક જાતની ખુરસીરોપી બેઠકવાળી પાલખી.

ઉતારૂને ઉપર ઉંચકી જવા માટે બાર માણુસો નીચે આવેછે, પણ સૌથી વધારે માથાંકુટ તો સામન ઉંચકી જનાર કુલીઓ સાથે કરવી પડેછે, કારણ કે દરેક જણુ જેમ બને તેમ હલકા તથા ઓછાં વજનના નાના બોજા ઉપાડી ચાલતી પકડવાની વાત કરી એટલો તો ઘોંઘાટ મચાવી દે છે કે, કેટલોક વખત તો તેઓની પંચાતી મટાડવામાંજ પસાર થઈ જાયછે અને એટલા માટે ઉપર જતાં ઘણું મોડું થાયછે. જો સામન વધારે હોય તો વધારે ડહાપણુ ભરેલું આ છે કે, એક દીવસ અગાઉથી કોઇ ઠાવકા માણુસને મોકલી આપવો, કે જેથી તે ઉપર મોકલી આપવાની ખટપટ આપણુને પોતાને કશી કરવી પડે નહી. કુલીઓ ઓછામાં ઓછો ૪૦ રતલનો બોજો ઉંચકવાને બંધાયલા હોયછે, અને દરેક બોજા દીઠ પાંચ આના તેઓને હેલ આપવાનો ધારો છે. એવું કહે છે કે, મી૦ મેલેટના વખતમાં દરેક કુલીને ઉપર બોજો ઉંચકી જવા માટે ફકત બે આનાજ આપવામાં આવતા હતા. આ સઘળા ખરચ ઉપરાંત માથેરાનની મુલાકાત લેનારાઓને માથે બીજો એક કર જે હમેશાં લાગુ પડેલો હોયછે તે "બક્ષીસ" ને નામે ઓળખાય છે કે જેથી ત્યાંના બેગારી, ટટુવાળા, હમાલ તથા મોચીઓને તેઓની મેહેનતના બદલામાં ગમે એટલું આપ્યા છતાં તેઓની "બક્ષીસ" નું ડાપું તો લાગુ પડેલુંજ હોયછે, અને ગમે એટલા દ્રઢ વીચાર છતાં આ આખાખાઉઓની કાકલુદી આગળ ઉપલા કરમાંથી છુટી શકાતું નથી.

---

## નારેલથી માથેરાન.

માથેરાન દરીયાની સપાટીથી ૨૫૦૦ ફીટ ઉંચું છે, અને તે નારેલથી સાત મૈલ દુર છે, જે રસ્તો કાપતાં તોનલે-

નવાળાઓને બે કલાકથી વધુ થાયછે, પણ એક ઘોડેસ્વારને મારતે ઘોડે જતાં ઓછામાં ઓછો પોણો કલાક જોઇએ છે.
૧૮૫૩ નાં વરસ અગાઉ કરજત થઈ ચોકને રસ્તે આ ટેકડી ઉપર જવાતું હતું, પણ ત્યાર પછી નારેલથી ઉપર જવાનો હાલનો રસ્તો મી૦ ઈ૦ વેસ્ટ નામના સીવીલ એનજીનીયરે રૂ. ૧૦૦૦૦ ના ખરચે યોજ્યો હતો, અને તે ૧૮૫૩ માં પુરો થયો હતો. ઉપર જતાં પહેલાં એક મૈલનો રસ્તો તદન સપાટ આવેછે, જે ખડીનો બાંધેલો છે, પણ ત્યાર બાદ આગળ ચાલતાં તે આસ્તે આસ્તે ઢલાણવાળો થતો જાયછે. ચાર મૈલ સુધી આવા ચઢાણ-વાળા અને વાંકાતીકા રસ્તા આવેછે, પણ જેવા નારેલથી પાંચ મૈલ દુર "દસ્તુરી" આગળ આવી પુગ્યા કે ચઢાણ પુરૂં થાયછે. ઉપર જતાં આખે રસ્તે એક બાજુએ ઉંડા ખોહ અને બીજી બાજુએ ડુંગર આવેલા છે, અને ત્યાંનો દેખાવ જેમ જેમ આગળ વધ્યે છીયે તેમ તેમ અતી રમણ્ય અને મનમોહન થતો જાયછે. ખીણો જો કે બહુ ઉંડી અને પહેલી નજરે જોતાં ચક્કર આવી જાય તેવી છે, તોપણ તે કોઈ પણ રીતે ધાસ્તી ભરી નથી, કારણ કે રસ્તાની બાજુપર ઝાડો અને ઝાડી-ઓની એક એવી ગીચ તથા ઘટ દીવાળ ઉગેલી હોય છે કે જેથી ત્યાં પસાર થતાં કશી પણ રીતનો ભય આ-પણને લાગતો નથી. ખીણો વીષેનો ભય કશી રીતનો રહેતો નથી તે કહેવાની સાબેતી ફક્ત આ ઉપરથીજ મ-ળશે કે, જે દીવસથી માથેરાન વપડાસમાં આવ્યું તે દી-વસથી તે આજ તલીક એ ખીણોને લીધે કોઇને પણ અકસમાત થયો નથી યા કોઇના પણ જાનને કશી રીતની ખલવલ આવી નથી. બીજે મૈલથી જે રસ્તો શરૂ થાય છે તે નજદીક ૫૫૦ ફીટના ચકરાવાનો છે. આ રસ્તા-

પર ઘણુંખરા ઝેરી આબો, જંગલી સાગ, કુદલ, ઉંબી-મડી, મોરી, દેવતી, પાપતી, કરંદ તથા ઉમરાનાં ઝાડો છે, જેમાં વાંદરાઓનાં ટોળાં ને ટોળાં વસે છે. હવે ત્રીજા મેલની શરૂઆતે એક નાનું ઝુપડું એક સપાટ મેદાન જેવી જગાપર દીસે છે, જ્યાં એક મુસલમાન વસે છે. આવતા જતા બેગારીઓ અહીં દોહડયું યા બે દોહડયાં આપી પાણી પીયે છે. પાણી ઉપરાંત ત્યાં ચાહ, સોડા, તથા આઈસ પણ મળેછે. આપણે અહીં ફક્ત ૭૫) ફીટ જેટલાં ઉંચાં આવ્યે છીએ, પણ જેવો ચોથા મૈલનો છેડો આવેછે કે એ ઉંચાઈ એકદમ ૧૫૨૫ ફીટ સુધી વધી જાયછે. આ જગાએ એક ઝરો છે, જેને ટાંકીની માફક બાંધી લીધેલો છે, અને જેનો ઉપ્યોગ આવતા જતા બેગારીઓ ઘણો કરેછે. અહીં કેટલીક જંગલી કેળ ઉગતી હોવાથી એને કેલીયા ટાંકી કરી ત્યાંનાં લોકો કહેછે. હવે કેટલાંક ઢળાણો વીતાચ્યા બાદ પાંચમા મૈલની શરૂઆતે આપણ દસ્તુરી આગળ આવી પોંહચ્યે છીએ, જે ૨૧૩૮ ફીટની ઉંચાઇએ આવેલી છે. નારેલથી દસ્તુરી સુધીના રસ્તાપર લોકોની આવજાવ વધારે હોયછે. ચોમાસાં પછી આ રસ્તાની મરામત પહેલાં કરવામાં આવેછે, અને તે માટે રૂ. ૧૨૦૦ નો ખરચ દર સાલ બેસે છે. અગાઉ આ રસ્તો બહુ સાંકડો હતો, પણ ૧૮૮૦ નાં વરસમાં રૂ. ૪૦૦૦ ને ખરચે તેને પોહળો કરવામાં આવ્યો હતો. હવે દસ્તુરી આગળ જેવા આવી પુગ્યા કે ચઢડાણવાળા રસ્તાનો છેડો આવેછે. આ જગ્યા કે જેનું નામ ત્યાં આપવા પડતા "તોલ" ઉપરથી નીકળેલું દીસેછે ત્યાં ૧૮૬૪ ના ૧૫ મા કાયદા મુજબ નીચે મુજબ મુકરર કરેલો કર આપવો પડેછે.

| | રૂ | આ | પૈ. |
|---|---|---|---|
| પાલખી અથવા તોનજોન, દરેક. | ૧ | ૦ | ૦ |
| ટટુ. ... ... ... ... ,, | ૦ | ૦ | ૯ |

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| ઘોડો.... ... ... ..., | ૧ | ૬ | ૦ |
| પાડો અથવા બળદ. ..., | ૦ | ૧ | ૦ |
| ઘેટું, બકરૂં, અથવા ડુક્કર., | ૦ | ૦ | ૧ |
| ખચ્ચર. ... ... ..., | ૦ | ૦ | ૯ |
| ભારબરદારી જાનવર લાધેલું, | ૦ | ૦ | ૩ |
| હાથી ... ... ... ..., | ૧ | ૮ | ૦ |
| ઉંટ ... ... ... ..., | ૦ | ૮ | ૦ |

દસ્તુરી ઉઘડાવવાનું કંત્રાક્ત દર વરસે બે હજાર રૂપ્યે વેચવામાં આવેછે, જે રકમ તે લેનાર કંત્રાક્તર સરકારને ભરેછે, અને તેની ઉપર જે નફો થાએ તે પોતે લેછે. અગાઉ એ પ્રમાણે કરવામાં આવતું ન હતું, પણ એક માણસને દશ રૂપ્યાના પગારે સરકાર તરફથી તે ઉઘડાવવામાટે રાખવામાં આવતો હતો, પણ પાછલથી તેની ઉપર ચોકાસી રાખવાનું કામ ઘણું મુશકેલ માલમ પડવાથી, સને ૧૮૭૯ ની ૩૦ મી જુલાઇએ નંબર ૩૯૫૭ વાલો એક સરકારી ઠેરાવ બાહેર પાડવામાં આવ્યો હતો, કે જે ઠેરાવની રૂહે દસ્તુરીનું કંત્રાક્ત હાલ આપવામાં આવેછે.

જે દસ્તુરી ઉપલા કોઠા પ્રમાણે આપવી પડેછે, તે ઉતારૂએ નહી પણ હમાલે યા ટટ્ટુવાળાઓએ પોતેજ આપવી પડેછે. પણ જે ફેરે ઉતારૂ હોએ તેજ ફેરે દસ્તુરી લેવામાં આવેછે, ખાલી ફેરે તે લેવામાં આવતી નથી.

દસ્તુરી આગળથી બે યા ત્રણ મૈલનો બીજો રસ્તો કાપવા પછી આપણી મુસાફરીનો અંત આવેછે, અને આ રળીયામણી ટેકડી ઉપર આપણ ઠરીઠામ થઇએ છીએ.

નીચલી ટીપમાં નારેલ અને માથેરાન વચ્ચે આવજાવ કરવાનાં ભાડાંના દર ટાંકેલા છે, જે માથેરાનના સુપ્રીન્ટેનડંટે બાંધી આપેલા છે.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| નારેલ અને માથેરાનની વચ્ચે બાર હમાલ સાથની પાલખી અથવા તોનજોન દસ્તુરી તથા આવતી વખતની ખાલી ખેપ સુધાં.................... | ૮ | ૦ | ૦ |
| એજ રાતના.................................... | ૮ | ૬ | ૦ |
| એજ છ હમાલ આખો દહાડો ડુંગર ઉપર...... | ૩ | ૦ | ૦ |
| એજ છ હમાલ અરધો દહાડો..................... | ૧ | ૧૨ | ૦ |
| દેવલમાં જવા માટે એક કલાક..................... | ૧ | ૦ | ૦ |
| નારેલ અને માથેરાન વચ્ચે ટટુ..................... | ૨ | ૦ | ૦ |
| માથેરાનમાં આખો દહાડો ટટુ..................... | ૨ | ૦ | ૦ |
| સવાર અથવા સાંજે ફરવા જવા ટટુ........... | ૧ | ૦ | ૦ |
| નારેલ અને માથેરાનની વચ્ચે અથવા આખો દહાડો માથેરાનમાં બેગારી..................... | ૦ | ૫ | ૦ |
| ચાકરને વાસ્તે ઉપર આવવા અથવા નીચે જવાને માટે ટટુ.................................... | ૧ | ૪ | ૦ |
| સામન લાધવાને માટે એક બલદ નારેલથી માથેરાન | ૦ | ૮ | ૦ |
| નારેલમાં માથેરાનથી વરદી કરી મંગાવેલી તોનજોન નહી કામમાં લીધી હોય તો..................... | ૪ | ૮ | ૦ |
| નારેલમાં માથેરાનથી વરદી કરી મંગાવેલું ટટુ નહી કામમાં લીધું હોય તો..................... | ૧ | ૦ | ૦ |
| માથેરાનમાં મંગાવેલી તોનજોન જે નહી ઉપયોગમાં આવી હોય તો.................................... | ૧ | ૦ | ૦ |

---

## રૂતુ.

માથેરાનમાં બે મોસમ છે. એક મોસમ માર્ચ મારાથી શરૂ થઈ જુન માસની લગભગ અધવચ સુધી લંબાયછે, કે જે વેળા બીજાં શેહેરોમાં ગરમી પુશકળ હોવાથી લોકોની એક મોટી ઠઠ આહીં હવા ખાવા માટે ભેગી મળેછે. આ વેળા દીવસનાં મોહજ તાપ મારેછે, પણ સહવાર સાંજ ખુશનુમાં ઠંડક રહેછે, અને મુંબઈ તેમજ બીજાં શેહેરો

માફક રાત ગરમીના ઉકળાટ તથા બેચેનીમાં પસાર કરવી પડતી નથી. બીજી મોસમ ચોમાસું ખલાસ થવા પછી યાને અકટોબરથી શરૂ થાયછે અને જાનેવારીની પંદરમી સુધી જારી રહેછે. પણ હાલમાં તો તંદરોસ્તી મેળવી કરવાનાં તથા મનને રાહત આપનારાં એક દીલખુશ મથક તરીકે આ ટેકડી ખાસો આમની એટલી માનીતી થઈ પડીછે કે ફક્ત વરસાદ-રતુ બાદ કરતાં આખું વરસ ત્યાં શોખીનો અવાર નવાર ઉતરી પડવા લાગ્યાં છે. વરસાદ-રતુ પછીની મોસમમાં હવા અને થડી અતી દીલખુશ હોય છે, અને મોસમની શરૂઆતમાં વરસાદ તરતનોજ ઉઘડી ગયલો હોવાથી ત્યાંનો લીલોતરીભરયો દેખાવ બેશક બહુ રમણ્ય તથા આંખને ખરેજ તાજગી બખશનારો લાગેછે. ત્યાં વરસાદનું જોર એટલું બધું છે કે મહાબ્લેશ્વરની માફક ૧૫ મી જુનથી ૧૫ મી સપ્ટેમબર તુલીક ત્યાં કોઇથી રહેવાઈ શકાતું નથી. એકંદર વરસાદ ત્યાં ૩૦૦ થી વધારે ઈન્ચ પડેછે. આ વેળા સઘળા બંગલાઓને ઘાસની તકતીઓથી બાંધી લેવામાં આવેછે, કે જેથી ધોધબધ વરસાદનું પાણી અંદર દાખલ થઈ બંગલાને તથા તેમાંના સામનને ખરાબ કરે નહી. સઘળી જાતનાં પીડાકારક જાનવરો પણ આ વેળા બહુ ઉભાઈ જાયછે, અને મટોડી એટલી તો ચીકટ થાયછે કે કોઇથી બે દગલાં પણ ચાલી શકાય નહી. બીજે કોઈ પણ વખતે તદરોસ્તીની શોધમાં નીકળેલા, અથવા થોડોક વખત કામ અને જંજાળની ઝુસરીમાંથી નીકળી આરામ લેવા ઈચ્છનારાઓ માટે ત્યાંની આબો હવા અને સુંદરતા બેશક ફાયદો કરનારી છે. પણ તાવમાંથી ઉઠેલાંઓ માટે જાનેવારીની પદરમી પછી ત્યાં રહેવું તદન નકામું બલકે ઘણેક દરજ્જે અવગુણકારક છે, કારણ તે વેળા ફુકતો પુર્વ તરફનો પવન જલદીથી તેઓને ઈજા કરેછે. માથેરાનની દીલ-

ખુશ હવા ખાતર આસ્તે આસ્તે મુંબઈ તેમજ બીજાં બાહેર ગામોથી લોકોની આવજાવ દરસાલ વધતી જાયછે, અને ત્યાં આવનારાંઓ માટે સંખ્યાબંધ બંગલાઓ હોવા છતાં મુખ્ય કરી મે માસમાં, રહેવાની જગ્યાની એટલી બધી તો તાણ પહોછે, કે એકથી ડબલ ભાડું આપ્યા છતાં બંગલાઓ શોધ્યા મળતા નથી. આ ટેકડીપર સૌથી વધારે સંખ્યા પારસીઓની દરસાલ જોવામાં આવેછે, જેઓ માટે મી૦ ફ્રાનસીસ એચ. વીલસન પોતાની માથેરાનની ચોપડીમાં કહેછે કે "પારસીઓ બધી વાતે સુખી અને સંતોષી જાતનાં લોક દીસેછે, અને તેઓનાં ટોળે ટોળાં જુદી જુદી પોઈન્તોપર વારે ઘડીએ મળેછે. તેઓ ઘણી સારી રીતે મોજ મારેછે, અને હમેશાં હસ્તા અને ખુશ મીજાજમાં રમી રહેલાજ દેખાયછે, તથા પારસી બાનુઓની રંગ બેરંગી રેશમી સાડીઓ આ પરમ સુંદર દેખાવને વધારે મનોહર બનાવેછે. તેઓ કોઈ પણ જાતનો બીહકણુ સ્વભાવ ધરાવતા નથી, અને ભય શું ચીજ છે તે ગોયા તેઓ સહમજતાજ નથી, કારણ કે તેઓ વારેઘડીએ તમ્મર આવે એવી ઉંચી જગાની છેક અણીપર પોતાના તાંતીયા નીચેની ભયંકાર ખીણોમાં લટકતા રાખી ઠંડે કલેજે ખુશાલ બેસેછે."

## માથેરાનની ભુગોળ.

માથેરાનનો આકાર ઘણો વાંકોટીકો છે, કે જેથી કોઈ પણ જાણીતી આકૃતી યા ચીજ સાથે તેનો મુકાબલો થઈ શકતો નથી. આ વીશે લખતાં ડાકટર સ્મીથ પોતાની માથેરાન વીશેની ચોપડીમાં લખે છે કેઃ–કોલમ્બસ વીશે એવું કહેવાયલું છે કે, જ્યારે રાણી ઈસાબેલાએ તેને જમેકાના ટાપુનું વર્ણન કરવાને કહ્યું ત્યારે તે વર્ણન આબાદ આપવા

માટે એક નવાઈ જેવી રીત જે એને સુઝ પડી તે એ હતી કે, એક કાગળનો ટુકડો હાથમાં લઈ તેનો ડુચો વાળી, તે પાછું ઉખેડી તેણે રાણી સાંમે મેલ્યું. એજ પ્રમાણે માથેરાન માટે પણ કહેવાઈ શકાય—જો એક બહુ કદરૂપું જરૂસલમનું આરતીચોક [ Jerusalum Artichoke ] અથવા તો એક આદુના કટકાને અધવચમાંથી છોલીને થોડોક સપાટ કર્યો હોય તો તેનો આકાર માથેરાનને લગાર મળતો આવે. માથેરાનની ઉત્તરે પેનોરામા અને હાર્ત પોઇન્ત; પશ્ચીમે પોરક્યુપાઈન, લુઈસા, લેન્ડસકેપ, એકો, અને દેનજર પોઇન્તો; દક્ષિણે ચોક પોઇન્ત તથા પુર્વે એલેકઝાનડર, ગારબત, તથા પેનોરામાનો થોડોક ભાગ આવેલો છે.

માથેરાનમાં નાની મોટી મળી ૧૬) પોઇન્તો છે, અને તેઓમાંથી સૌથી સરસ કોણને કહેવી તે જો કે લગાર મુશકેલ છે, તોપણ <u>પેનોરામા</u> પોઇન્તને તેની ઉંચાઈ તથા દેખાવોની સુંદરતા માટે સરસાઈ આપી શકાય. આ પોઇન્તોપર સવાર સાંજ ફરવા જનારાંઓને બેહદ મજાહ પડેછે, અને ત્યાંથી નજરે પડતા ખીણોના, નીચેનાં ગામડાંના અને દુરના પાહાડોના રમણ્ય દેખાવો ખોદાની ખુદરતનો એવો તો અચ્છો ચીતાર આપણને આપેછે કે થોડોક વખત તુલીક ઉભાં રહી તેને નીહાળતાં ખુશાલીથી મગજ તર થઈ જાયછે.

પેનોરામા પછી બીજી પદવીએ <u>ગારબતને</u> મુકી શકાય. બાકીની બેરી, હાર્ત, પોરક્યુપાઇન, લુઈસા, મંકી, લેન્ડસકેપ, એકો, દેનજર, આરતીસ્ત, ચોક તથા એલેકઝાનડર પોઇન્તો છે. આ આહેલી કેટલીક પોઇન્તોની નીચેની ખાહી એટલી તો ઉંડી છે કે પહેલ વહેલાં કોઈ બીહકણ જીવનાં આદમીને તે જોતાંજ આંખે ચક્કર આવી જાયછે.

## પેનોરામા પોઈન્ત.

માથેરાનની ઉત્તર દીશાએ આ પોઈન્ત આવેલી છે. ત્યાનાં હમાલો, ટટુવાળાઓ અને બેગારીઓ એને "પાંડુરંગ પોઈન્ત" ને નામે ઓળખે છે. ઈંગ્રેજોએ એનું નામ "પેનોરામા" આપ્યું તેની અગાઉ ત્યાંના વસ્તા જંગલી લોકો તેને "ગઢાચા સોન્ડ" કરી કહેતા હતા કે જેનો અર્થ કીલ્લાનું મથાળું કરી થાય છે. આ નામ પેનોરામાપરથી દીસતા બાવામલંગના પાહાડની કીલ્લા સરખી ટોંચ ઉપરથી આપેલું કહેવાય છે. પેનોરામા પોઈન્ત ઉપર જવાનો રસ્તો લગભગ દસ્તુરી નજદીક આવી, ડાબા હાથપરની એક વળાણ તરફ ફરી જતાં આવે છે. આ રસ્તો થોડો થોડો ચઢાણવાળો છે અને રસ્તાની બેઉ બોરદુઓએ ઝાડોની ધીચ વાડ આવેલી છે. થોડેક આગળ જતાં આવી વાડ બંધ થાયછે અને તેને બદલે એક બાજુએ ઉંડો ખોહ અને બીજી બાજુએ ડુંગરની ઉંચી કોર આપણી નજરે પડેછે. થોડેક દુરથી જોતાં આ રસ્તો એટલો તો સાંકડો અને ઢળાવદાર દીસે છે કે કોઇ અજાણ્યા શખસને તો ખચીત તે બીહવાડયા વીના રહે નહી. હાલનો રસ્તો અગાઉના કરતાં પોહળો કરવામાં આવ્યો છે અને તેમ કરાવનાર ત્યાંના એક વેળાના સુપરીનતેન્ડંટ ડાકટર ખ્યુસતેદ હતા, જેવણે જમણી બાજુનો ડુંગર ખોદાવી રસ્તો આવજતવ માટે પોહળો કરયો હતો. હવે પોઇન્ત ઉપર છેક નાકે આવી ઉભાં રહેતાં આહ! કેવો મનમોહન, કેવો રમણ્ય દેખાવ આપણી નજરે પડેછે! એનું બ્યાન કેઈ કલમ કરી શકે? આ અદના કલમ કદી પણ આવા ખુદરતના ખેલને ઈનસાફ આપી શકે? ખચીતજ નહી. તેવા દેખાવ માટે તો કોઈ ઉસ્તાદ કવીની રસીલી કલમજ જોઇએ. એક બાજુએથી દીસતું નારેલનું રમકડાં સરખું સ્તેશન,

અને નારેલ તથા કરજત વચ્ચેની રેલવેની સડક ઉપરથી પસાર થતી તેવીજ રમકડાં જેવી ગાડી, અને આસેપાસે આવેલાં ગાંમડાંનાં ખેતરોનો લીલોતરી ભરયો દેખાવ તથા હથેલીમાં લઇએ એવી રીતનાં દીસ્તાં નાનાં નાનાં ઝુંપડાંઓ, અને બીજી બાજુએ બાહેર નીકળી આવેલી "હાર્તે પોઇન્ત" અને બાવામલંગનો રેણુકદાર પાહાડ તથા તે માંહેથી ફાટતી નાની નાની ડુંગરીઓનો દેખાવ ગમે એટલીવાર જોયા છતાં કદી પણ જીવને સંતોષ મળતો નથી, જાણે દહાડો ને રાત તે જોયાજ કરયે! અહીંથી પનવેલીનો દરિયો એક નાનાં નાળાં સરખો અને મુંબઇનો દરિયો એક ધાબાં સરખો દીસેછે. પેનોરામાનું નામ કેટલું બંધબેસ્તું છે, તે એક વેળા ત્યાં ઉભાં રહી નજર કરયાથી બેશક માલમ પડી આવેછે.

## બેરી પોઇન્ત.

પેનોરામાથી થોડેક છેટે આ પોઈન્ત આવે છે, કે જેનું નામ હાલના સુપરીનતેન્ડટની અગાઉ થઈ ગયલા ડાકટર બેરીનાં નામ ઉપરથી આપવામાં આવ્યું છે, કારણ કે એ નવી પોઇન્ત એજ ગ્રહસ્થે શોધી કહાડી હતી. અહીનો દેખાવ પણ અતી મનમોહન છે, તેમાં મુખ્ય કરી નારેલથી ઉપર આવવાનો રસ્તો, તથા સામેથી દેખાતા સીયાદ્રી નામના પાહાડોનો ઠાઠ બહુ રળીયામણો લાગેછે.

## ગારબત પોઇન્ત.

આ પોઈન્ત માથેરાનની પુર્વે દીશાએ પોતાની નાની નાની ડુંગરીઓ સાથે નીચેનાં મેદાનો તરફ લબાતી ઉભેલી છે. તે ઉપર જવાનો રસ્તો દસ્તુરીથી બજાર તરફ જતાં

ડાબા હાથપર આવેછે; અંહીથી થોડાંક આગળ ચાલ્યાં કે બે રસ્તા આવેછે, જે માંહેલા ગમે એ રસ્તે જતાં ગોળ ચક્રાવો લઈ બીજે રસ્તે ઉપલી પોઈન્ત ઉપર બાહેર નીકળાયછે. આ પોઈન્ત ગોળ ચક્રાવાવાળી હોવાથી એક રસ્તે દાખલ થઈ બીજે રસ્તે પાછું ન ફરતાં જો રસ્તો જારીજ રાખ્યો તો બીજે નાકે બાહેર નીકળી શકાય છે. છેક નાકે આવી ઉભા રહેતાં જમણી બાજુએ ચોક અને અલેકઝાનડર પોઈન્ત, તથા બજારનો દેખાવ, તેમજ રામબાગના ઝાડોના લીલોતરીભરયા ઝુમખા, અને ચોક ગામડું તથા "ડયુકસ નોઝ" વાળી ટેકડી નજરે પડેછે, જ્યારે ડાબા હાથપર નજર ફેંકતાં નારેલનું સ્તેશન અને તેની આસપાસનું ગામ, તથા બરાબર સામે જોતાં કરજતનું સ્તેશન અને તેની આગળનું આગગાડીની સડકવાળું ઉંચું ઢળાણ તથા તેની આગળની 'તનલ' નું મોહ, જોનારને અતીશય દીલપસંદ લાગેછે. અંહી જમણા હાથપર એક ઢળાણ છે, જ્યાં થોડુંક ઉતરયા પછી સપાટ જમીન આવે છે, અને જ્યાં ધનગર લોકોની વસ્તી છે. આ સપાટ જમીન ઉપર ઉભાં રહી જોતાં ત્યાંનાં ખેતરો અને ઝુપડાંઓનો દેખાવ ઘણોજ રમ્યામણો લાગેછે. ગારબત નામ ઘણું અસલી છે, અને આખાં માથેરાનમાં ફકત આજ એક પોઈન્ત છે કે જે તેનાં દેશી ભાશાનાં અસલ નામથીજ ઓળખાય છે. આ નામ ત્યાં મલતા ચકમક જાતના પથરા, જેને ત્યાંના લોકો "ગાર" કરી કહેછે, તે ઉપરથી પડેલું લાગેછે.

## હાર્ત પોઈન્ત.

આ પોઈન્તપર જવાનો રસ્તો નારેલ જવાના મોટા રસ્તા ઉપર જમણી બાજુએ આવેલો છે. તે "સીમસન ટેંક" પરથી થઈ આગળ વધે છે, અને માથેરાનની ઉત્તર

દીશાએ આવેલો છે. અંહીથી દીસ્તો ખીણનો દેખાવ, જમણી બાજુએ ઉભેલી ભપકાભરી પેનોરામા પોઇન્ત અને ડાબી કોરે નીકળી આવેલી મંકી પોઇન્તની સાથે લેતાં અતીશય ખુશનુમા લાગેછે. એનું નામ મી૰ ડબલ્યુ. હાર્ત જે સને ૧૮૫૮ માં સરકારનો એક સેક્રેટરી હતો તેની ઉપરથી પડયું છે, પણ એનું દેશી નામ જે "કાલે રાઈખ પેદ" એટલે કાળા જંગલનો પ્લેતો કરી હતું, તે હાલ તદન નાબુદ થઈ ગયું છે. પાસે આવેલી મંકી પોઈન્તનો દેખાવ પણ ઘણોખરો એને મલતોજ છે.

---

## દેનજર પોઈન્ત.

આ પોઈન્તપર જવાનો રસ્તો "શારલત લેક" આગળ આવી પુગતાં ડાબા હાથપર છે. તે ઘણોજ સાંકડો હોવાથી ત્યાં પગે ચાલીનેજ જવાઈ શકાયછે. ત્યાં ઝાડીઓ પણ ઘણીજ ગીચ ઉગેલી છે. થોડેક આગળ જવા પછી આપણે આ પોઈન્તને નાકે આવ્યે છીએ. જેમ એનું નામ આપેલું છે તેમજ આ રસ્તો પહેલે જતાં ખચીત ભય પેદા કરનારો છે, જો કે હમણાં તેને અગાઉ કરતાં વધારે પોહળો બનાવવામાં આવ્યો છે. ત્યાંનો ખોહ એટલો તો ઉંડો છે કે પોચા માણસને દર પગલે ધાસ્તી લાગે છે કે રખેને પગ લપસી તે નીચે તેમાં હોમાઇ જાએ. આ સઘળા ભય છતાં પણ ત્યાંનો દેખાવ ખચ્ચીત જોવા લાયક છે. પ્રબળનો પાહાડ આ પોઈન્તની બરોબર સામે આવેલો છે, અને તે ડુંગર ઉપરની સપાટ જમીનનો ટુકડો પણ અહીથી જેવો દીસે છે તેવો બીજે ઠેકાણેથી તે જણાતો નથી. આ પ્રબળ શબ્દ બે મરાઠી બોલનો બનેલો છે. પ્ર ઘણુ, અને ઘટ્ટ મજબુત; તે એક ઉભા ખડકના આકારનો

છે અને તેની ઉપર જવાનો રસ્તો અતી ઢળાણવાળો તથા સાંકડો છે. આ પાહાડ મોટી મરાઠાની લડાઇ વેળા જાણીતો થયો હતો. અહી શીવાજીએ એક કીલ્લો બાંધ્યો હતો જેનુ ખડીયેર હજી પણ જોવામા આવેછે. દેનજર પોઇન્તની જમણી બાજુથી એકો અને લુઈસાનો થોડોક ભાગ, અને ડાબી બાજુએ ચોક પોઇન્ત અને વન ટ્રી હીલ દીસેછે, અહીથી જેમ જેમ આગળ વધ્યે છીએ તેમ તેમ દેખાવ બહુ ખુશનુમાં થતો જાયછે, અને પગે ચાલવાની મેહેનતનો બદલો ખુદરતના આવા બુલંદ તથા મહાભારત ઠાઠવાળા દેખાવથી પુરતા કરતાં પણ વધારે મળી રહેછે.

આ "દેનજર પોઈન્ત" નજદીક એક મદીર આવેલુ છે, કે જેને માથેરાનનાં પાહાડી લોકો ઘણુ પવિત્ર ગણે છે. એવુ માનવામા આવે છે કે પીશરનાથ અહીં સેંકડો વરસો અગાઉ રહી ગયો હતો અને તે એક ઘણો પવિત્ર સાધુ કહેવાતો હતો. આ મદીર આગળ એક પથરાને લાલ રગીને મૂકેલો છે, અને તે વીશે એવુ કહે છે કે, તે અતી નાનાં કદથી વધીને હાલની સ્થીતીએ પોંહતો છે. ગરીબ અજ્ઞાન લોકો તેની પુજા કરે છે, અને બીજી જ્ઞાતવાળાને અદર દાખલ થવા દેતા નથી તેની નજદીકની જમીન મર ઘાનાં પીછાથી ઢંકાઈ ગયલી છે, કે જેનો ભોગ પીશરનાથને વારવાર આપવામા આવેછે. કોઈ ઉજાણીને દીવસે ત્યાનો મોટો ઘાટ એક ધનગર જાતનો વડો ધરમગુરૂ વગાડે છે

## એકો પોઈન્ત.

દેનજર પોઈન્ત ઉપર જે રસ્તે જવાયછે તેજ રસ્તે પાછા ઉતરી શારલત લેક ઓળગી ડાબા હાથ ભણી ચઢી જતા ઉપલી પોઈન્ત મળે છે. અહીથી નીચે ઉતરવાનો રસ્તો છે,

જે ઉતર્યા પછી એક સપાટ જમીનનો ટુકડો બાહેર નીકળી આવેલો માલમ પડેછે. અંહી બેસી આસપાસ ઉભેલી મોટી મોટી ટેકડીઓનો દેખાવ શાંત મને નિહાળવાનું ઘણું સુંદર લાગેછે. આ પોઈન્ત નજદીક હોવાથી ઘણું લોક ત્યાં એકઠું થાયછે. તેનું નામ ત્યાં બુમ પાડવાથી સંભળાતા પ્રતીશબ્દ ઉપરથી પડેલું છે. જે અવાજનો પ્રતીશબ્દ સંભળાયછે તે અવાજ પહેલાં પાસે આવેલી લેન્ડસકેપ પોઈન્તપર જઈ અઠડે છે, અને ત્યાંથી લુઈસા પોઈન્તની ખીણમાં અઠડી બીજી વાર આપણને પાછો સંભળાયછે, અને આવી રીતે બે વખત અવાજ આપ્યાથી ઘણી રમુજ પડેછે. મુખ્ય કરી નાનાં બાળકો તો આ પોઈન્ત ઉપર પગ મેળતાંજ બુમ પાડવાની શરૂ કરેછે, અને સંભળાતા પ્રતીશબ્દથી ઘણાં અજબ થઈ પુષ્કળ ગમત મેળવેછે.

## લેન્ડસકેપ પોઇન્ત.

ઉપલી પોઈન્તપરથી નીકળ્યા પછી આગળ ચાલતાં ડાબા હાથપર લેન્ડસકેપ પોઈન્ત આવેછે. લુઈસા પોઈન્ત આ પોઈન્તની બરોબર સામે આવેલી હોવાથી ત્યાં આવતું જતું લોક અંહીથી આબાદ દીસે છે. એકો અને લેન્ડસકેપ એ બધે પોઈન્તો અકેકની એટલી નજદીક આવેલી છે કે ત્યાં ઉભેલાં લોકો એક બીજા સાથ સેહલાઈથી વાત પણ કરી શકે.

## લુઈસા પોઇન્ત.

લેન્ડસકેપ છોડી થોડુંક આગળ ચાલતાં આપણી નજરે બે રસ્તા પડેછે, જમણા હાથ ઉપરનો રસ્તો લગાર લાંબો છે, અને ડાબા હાથપરનો ચઢાણ ઉતરાણવાળો છે. રસ્તા-

મા બને બાજુએ ગીચ ઝાડીઓ આવેલી છે પોઈન્તને નાકે આવી પુગતા નીચે ઉતરવાનુ એક ઢળાણ આવેછે, કે જ્યા ઉતરયા પછી ખીણનો દેખાવ અતીશય દીલખુશ કરનારો છે અહીથી પનવેલના ઘરો, તથા માલદુનગાની ખીણ એ સઘળુ ઘણુ ખુલ્લી રીતે દીસેછે અહી ઉભા રહી આસ પાસ નજર કરતા આ પોઈન્તની જમણી બાજુએ એક થાભલા જેવી ટેકડી ત્રણ બાજુથી ખુલ્લી, પણ એક બાજુએ લુઈસા સાથ જોડાયલી દીસેછે આ ટેકડી ઉપર ઉભા રહી સામે નજર ફેંકતા મુબઈનુ બારૂ અને તેની અદર આવતી જતી સ્તીમરો નજીક આપણને દીસેછે પણ મુખ્ય કરી નીચેના ગામડાનો દેખાવ અતી રમણ્ય છે. ત્યા ચાલતા માણસો નાના નાના વેંહતીયા જેવા, અને ચરતા ઢોરો નાના કુતરા જેવા લાગેછે. નીચેના ગામમાથી લોકો ઘાસની ગજીઓ લઈ આ પોઈન્તને રસ્તે મુખ્ય કરી ઉપર આવેછે આ પોઈન્તનુ નામ લુઈસા નામની એક ઇગ્રેજ બાનુના નામપરથી આપ્યુ છે, કે જેણી મી૦ ફ્રોમેટ નામના સીવીલ સરવટની બાયડી થતી હતી

## પોરક્યુપાઇન પોઈન્ત

લુઈસાપરથી પાછા ફરતી વખતે થોડુક ચાલ્યા પછી જે બે રસ્તા આવે છે તે માહેલા ડાબી બાજુના રસ્તા ઉપર વળી જતા આ પોઈન્ત ઉપર જવાઈ શકાય છે અહી પણ નીચે ઉતરવાનુ ઢળાણ છે, જે પછી એક લાબી સપાટ ઘાસવાળી જગા આવેછે અહીનો દેખાવ કાઈ ઓછો રમણ્ય નથી સામે આવેલા બાવામલગની પરમસુદર ટેકડીઓ, અને ડાબા હાથપર ખડકોની માફક નીકળી આવેલા ઉભા ડુગરો, અને છેક દુરથી દીસતા જથ્થાબધ પાહાડો એકએકની ઉપર ચોડ કરી ગોઠવી મેલ્યા હોએ તેમ

હમેશા જોનારની આંખને તર કરી નાખેછે. ધાટી લોકો એને "પાલખી પોઈન્ત" ને નામે ઓળખે છે. આ ટેકડીનું નામ તેનો આકાર સીસોલ્યાંને (જેને ઈંગ્રેજીમાં "પોરક્યુપાઈન" કહેછે) મલતો આવવાથી આપેલું છે. ત્યાં ઉગતાં ઘાસની સુકી સોટીઓ તે જાનવરનાં 'કવીલ' ને બરોબર મલતી આવેછે.

## આરતીસ્ત પોઈન્ત.

આ પોઈન્તપર જવાનો રસ્તો જીમખાનાંપરથી થઈને આવેછે. અંહી ઘણું લોક સહવાર સાંજ ભેગું મળેછે. મુખ્ય કરી ચીતાર પાડનારાં ઈંગ્રેજ બાનુંઓ અને ગ્રહસ્થોની તો એ એક માનીતી જગ્યા છે. અંહીથી બાવામલંગનો પાહાડ પોતાના પુર બાહારમાં ઉભેલો દેખાયછે. આ પાહાડનું નામ ત્યાંના બાવામલંગ નામના એક મુસલમાન પીર પરથી પડેલું છે, કે જેને ત્યાંજ દાટવામાં આવ્યો છે, અને જેના મરણના દીવસે હજારો લોકો હજી તુલીક તેની ઘોરની મુલાકાતે ત્યાં જાયછે. સહવાર અને સાંજની રોશનીમાં આ પાહાડનો દેખાવ જરૂર જોવા લાયક થઈ પડેછે; જેમ જેમ દીવસ વધતો જાયછે તેમ તેમ તેના રંગ પણ જાણે સરદાના રંગની મીસાલ બદલાતા જાયછે, અને કોઈ વેળા ભુરો તો કોઈ વેળા બલુ યા જાંબુરો, એ પ્રમાણે હમેશાં ફેરબદલ થતા તેના સુંદર રંગ આંખને કાંઈ નેહાયત ખુશી આપેછે. એક ચીતારાની પીછી યા એક કવીની કલમ માટે તે વેળા તે ખરેખરજ એક ઉમદા બાબદ થઈ પડેછે.

## એલેકઝાનડર પોઈન્ત.

આ પોઈન્તપર જવાના મુખ્ય રસ્તા બે છે. એક કલેરનડન હોટેલપરથી, અને બીજો વીકટોરીયા હોટેલની સા-

એના રસ્તાપરથી. તે ગારબત અને ચોકની વચ્ચે આવેલી છે. અંહીથી રામબાગનો રસ્તો પરઝરો દીસે છે, અને ત્યાંનાં જથ્થાબંધ ઝાડોની હારની હાર પાહાડની બરોબર વચ્ચે જણાયછે. નીચેનાં ગામમાંથી ઉપર આવવાનો રસ્તો અંહીથી પણ છે, જે એટલો તો સાંકડો અને બીકટ છે કે તે ઉપર પાહાડી લોકો સીવાય કોઈ બીજાથી જવાઈ શકાતું નથી. આ પોઈન્તનું નામ એક રીજમીતના કેપટન નામે એલેકઝાનડર ઉપરથી આપેલું છે.

## ચોક પોઈન્ત.

ચોક પોઈન્ત બે છે. નાની ચોક અને મોટી ચોક; તથા તે ઉપર જવાના રસ્તા પણ બે છે, જે બંધે કલેરનડન હોતેલની દક્ષિણે આવેલા છે. જમણા હાથપરના રસ્તે જતાં નાની ચોકપર પહેલે જવાયછે, અને તે રસ્તો ઘણોજ સપાટ છે, જ્યારે ડાબા હાથપરના રસ્તે જતાં મોટી ચોક પહેલાં આવેછે. આ પોઈન્ત પણ ગારબત મીસાલ ગોળ છે, અને તેનો ચક્રાવો લઈ આ બે માંહેલા કોઈ પણ રસ્તે પાછાં નીકળાયછે. આ પોઈન્તો ઉપરથી દેખાતા દેખાવો પીશે જેટલુ લખ્યે એટલું થોડું સમજવું. મોટી ચોક પોઈન્તની નીચેનાં ગામડાંનો દેખાવ અતી રળીયામણો લાગેછે, અને ત્યાંનાં લીલોતરી ભર્યાં ખેતરો, અને નાનાં નાનાં ઝુપડાંઓ એક ચોકનીજ મીસાલ પથરાઈ પડેલાં જણાયછે. તેમજ કોનકનની નાની નાની ટેકડીઓનો દેખાવ અતીશય દીલ ખેંચનારો છે. થોડેક દુર નજર ફેંકતાં કરજતથી પનવેલ જવાના રસ્તાની સડક ઝાડોની અંદર થઇને જાણે ચીંમાઇને આપણને જોતી હોય તેવી દેખાયછે; નાની ચોક પોઈન્તપરથી ઉતરી નીચેનાં ગામમાં જવાયછે, કે જે રસ્તાને "શીવાજીનો દાદર" કરી કહેછે. આ રસ્તો

ઘણો ઉભો હોવાથી તે ઉપર આવજાવ કરવા માટે પથરની પગતીઓ કીધેલી છે, જેથી તેને આ પ્રમાણે દાદરનું નામ આપેલું લાગેછે. ખંડાલાનો પાહાડ મોટી ચોક પોઈન્તપરથી તદન ખુલ્લો દીસે છે, અને તડકાંની વેળા તો ત્યાંના બંગલાઓ પણ નજરે પડેછે.

## વન ત્રી હીલ.

નાની ચોક પોઈન્તપર આવી ઉભાં રહેતાં, નીચે ઢળાણવાળો એક રસ્તો આવેછે, જે ઉતરી જતાં આપણી નજરે આ હીલ પડેછે. તે એક ગોળ ગુંબજ જેવો ટેકડીનો ટુકડો છે, અને નીચેથી ચોક પોઈન્ત સાથ જોડાયલો છે. આ ટેકડી ઉપર ફક્ત એકજ અટુલું જાંબુરનું ઝાડ છે, જે આજ વરસો થયાં જેવી ને તેવીજ હાલતમાં ત્યાં ઉભેલું છે, જે એકલદોકલ ઝાડ ઉપરથી તેનું નામ આએ પ્રમાણે "એક ઝાડવાળી ટેકડી" એવું પડેલું છે, અને કોઈ કોઈ લોક તેને નલેચી ટેકડી કરી કહેછે, કારણ કે એક પાણીનો ઝરો એની નીચે આવેલો છે. આ ટેકડીપર જવાનો રસ્તો બહુ બીકટ છે, અને એવો બીકટ રસ્તો પસાર કરવાની હામ ભીડનારૂં ભાગ્યે પાંચસોમાંથી એક પણ કદાચ મળી આવે. પણ આ પ્રમાણેની હીંમત કરનારેખી પોતાની છંદગીનો વીમો ઉતારી તથા પાછા ફરવાની આશા છોડીને જવું જોઇએ છે. આગળ એક વાર એક ઈંગ્રેજ ગ્રહસ્થ આ પ્રમાણે પોતાના જીવ ઉપર ખેડીને ત્યાં જઈ આવ્યો હતો, અને પોતાના આ પરાક્રમની એક ઈંધાની દાખલ ત્યાંના ઝાડ સાથે પોતાનો રૂમાલ બાધી આવ્યો હતો.

## રામબાગ.

રામબાગ કે જે ચોક પોઈન્તની પુર્વ તરફના રસ્તાની નીચે એક ખીચોખીચ ઝાડોવાળી ખીણ છે, ત્યાં જવાનો રસ્તો

મી૦ ફીરોઝશાહ મેહેતાનાં કોતેજ તેરેસ પરથી થઇને આવેછે. આ રસ્તો પહેલાં ઘણોજ ઢળાણવાળો આવેછે, પણ છેક આગળ જતાં તે સપાટ થાયછે, અને ત્યાંથી આ ખીણમાંનાં વખણાયલાં બુલંદ દરખ્તોનો દેખાવ શરૂ થાય છે. આ રસ્તો અગાઉ ઘણોજ સાંકડો હતો અને હાલની માફક પાલખી યા તોનજ્ઞેનથી ત્યાં જવાઈ શકાતું ન હતું, પણ હવડાં તેને સારી સ્થીતીમાં મુકવામાં આવ્યો છે. આ દરખ્તો ખચીતજ જોવા લાયક છે. તેઓનાં ઉંચાં થડ અને તેઓની આસમાનસે લાગતી ટોંચ આપણને અજાયબીમાં ગરકાવ કરેછે. તેઓની મોટી ડાળીઓ એક એક સાથ એવી રીતે ગુંથાઈ ગયલી છે કે જાણે લીલાં પાતરાંઓનું એક જાડું પડ થઈ ગયું હોય તેવું દીસેછે. ત્યાં એક જાતનો વેળો થાયછે, જે પોતાની આસપાસનાં અને સામેનાં ઝાડોની સાથ વીટળાઈ લાંબો લાંબો વધ્યો જાયછે અને જાણે એક રોણકદાર તોરણ કરી હોય તેવો દેખાવ આપેછે. અગાઉ ત્યાં Acrophorus Immerasus નામનાં "ફરન" ઘણાં ઉગતાં હતાં, પણ હાલ તે જાત તદન નાબુદ થયલી કહેવાયછે. અંહી પાણીના ઝરા ઘણા હોવાથી હમેશાં ઠંડક રહેછે. "પીકનીક" માટે આ જગા ઘણી વખણાયલી છે, અને બપોરના નીકળી સાંજની થંડી લેહકીમાં ઉપર ચહડવાનું બહુ ખુશનુમાં લાગે છે. તોપણ ઉતરી જવાનું જેવું સેહેલ લાગેછે, તેટલુંજ ઢળાણ પાછું ચહડતાં જીવ ઉપર આવેછે. તે છતાં ચહડવાની સઘળી મેહનતનો બદલો અધવચમાં મલતી ઉમદા "સીનરી"થી જેવો જોઇએ એવો વળી રહેછે. તોનજ્ઞેન યા ઘોડાપર બેસી જવા કરતાં પગે ચાલવું વધારે પસદ કરવા લાયક છે, કારણ કે જેટલી મજાહ આસ્તે આસ્તે આસપાસનો દેખાવ નીહાળતાં આપણાજ પગે ચહડવાથી પડેછે, તેટલી

બીજી કોઈ રીતે પડતી નથી અલબત્તા આ મજાહ, પગમા ચાલવાનુ જોર ધરાવનારાઓ માટેજ છે, તે નહી ધરાવનારે તો ભાડેનાજ પગની મદદ લેવી ફાયદાકારક છે.

આ રસ્તાપર ઘણીક વેળા કરનારાઓ ભુલા પડેછે તે તદન સવગ નારેલ સુધી અને જો આડા ફાટા તો કરજત સુધી લબાયલો છે, લોકો કેટલીક વેળા ભોમ્યા વીના જવાની હુલવડાઈ કરવાથી અને ત્યાના સુંદર દેખાવ ઉપર મોહી પડી વધારે આગળ ચાલવાની હોંસથી જેમ જેમ રસ્તો વધુ કાપતા જાય છે તેમ તેમ વધારે અને વધારે ગુચવાડામા પડેછે, તેમા જો અધારી રાત હોય છે તો પુરીજ કમબખ્તી જેઓ આવી રીતે ભુલા પડેછે તેઓની હાલત કેવી ધાસ્તી ભરેલી થઈ પડતી હશે તેનો ખ્યાલ જેઓને તેનો અનુભવ મળ્યો હોય તેઓનેજ આવી શકે. આવી રીતે ભુલા પડેલા લોકો અફડાતા ઝીકાતા કોઈ કોઈ વેળા કરજત સુધી ચાલી જાયછે, જ્યાથી તેઓ માથેરાન પોતાના સગાઓ યા મીત્રોપર તાર કરી તેઓના અધીરા જીવને કાઈક શાતી આપેછે. આવા દાખલા ઘણી વેળા બન્યા છે

રામબાગનુ જગલ પુરૂ કરી જમણા હાથપર વળ્યાથી "શીવાજીના દાદર" ને રસ્તે ઉપર અવાય છે આ રસ્તો ઘણો લાબો અને લગાર બીકત છે

## પાણીના ઝરા.

આખા માથેરાનમા જો કે બધા મળી અગીઆર ઝરા આવેલા છે, તો પણ તેમાના ફક્ત ત્રણ ચાર શીવાય સઘળા ડીસેમબર માસ પછી તદન સુકાઈ જાયછે પુર જોશમા વહેતો ઝરો આખા માથેરાનમા ફક્ત "મેલેટ સ્પ્રીંગ"

છે, કે જેનાં પાણી પર માથેરાન આવતાં લોકોનો મોટો આધાર છે; અને વળી તેની અંદર આવેલા લોખંડના ભાગને લીધે તંદરોસ્તીના બાબમાં એ ઝરાના જેવું ગુણગારૂ પાણી આખા માથેરાનમાં બીજું કેથે મળતું નથી. આ ઉમદા ઝરો પોરકયુપાઈન પોઈન્ત અને જીમખાના તરફ આવેલી એક ખીણમાં આવેલો છે. અંહી એક ઉંડો ખાડો ઝરાનું પાણી એકઠું થવા માટે ખોદેલો છે, કે જે માંહે પાહાડ ઉપરથી પાણી આસ્તે આસ્તે ટપકી એકઠું થાયછે. તે ખરાબ ન થાય તે માટે તેની ઉપર પતરાંનું ઢાંકણ કરી લેવામાં આવ્યું છે. આ પાણી ખાડા પાસે બાંધેલી એક તાંકી માંહે નળની વાતે જઈ એકઠું થાય છે, અને તેની અંદર મુકેલા એક બીજા નળ મારફતે લોકો તે ભરી લઈ જાયછે. અંદર હાથ નાખી કોઈ પણ રીતે પાણી ખરાબ કરવાની સખત મનાઈ છે, અને તેની ચોકી કરવા માટે એક માણસ સહવારથી તે સાંજના અંધારૂ થવા તલીક સંભાળ માટે ત્યાં રહેછે. ફક્ત નળ સીવાય કોઈ પણ રીતે પાણીને હાથ લગાડવા દેવામાં આવતો નથી.

હેરીસન સ્પ્રીંગ નારેલથી આવતાં દસ્તુરીથી એક મૈલ દુર આવેલો છે. આ ઝરો વરસાદ પછી થોડાક મહીના સારી રીતે વહે છે, પણ જેમ જેમ તેનાં પાણીનો વપરાસ વધતો જાય છે, અને તે સાથે તાપ પડવો શરૂ થાયછે કે તેનું જોર ઘણું કમી થઈ જાયછે, તે એટલા સુધી કે એપ્રીલ અને મે માસમાં તો નાનાં વાસણોથી ઓખવીને પાણી કહાડવું પડેછે. બજાર નજદીક વસનારાં લોકોને એ ઝરો ઘણો કામ લાગેછે. ૧૮૬૪-૬૫ નાં સાલમાં, આ ઝરાનું પાણી જે ખાડામાં જમાવ થાયછે તેની આસપાસ સરકાર તરફથી એક પાળ બાંધી લેવડાવામાં આવી હતી, જેનો ખરચ રૂ. ૨૮૭૬ નો થયો હતો. બીજો એક

ઝરો મીરા પોઈન્તપર જવાના રસ્તાપર ફોજદારનાં ઝુંપડાંની ડાબી બાજુએ આવેલો છે. આ ઝરાનાં પાણી માટે એક ટાંકી ૧૮૬૫ નાં સાલમાં રૂ. ૧૩૨૨ ને ખરચે બાંધી હતી. બીજો એક ઝરો મેલેટ સ્પ્રીંગની નજદીક પોનસોનબી સ્પ્રીંગને નામે ઓળખાય છે, જ્યારે હાર્ત પોઈન્ત નજદીક વળી એક બીજો ઝરો મળેછે, જેને રોયરત સ્પ્રીંગનાં નામથી ઓળખવામાં આવેછે. લુઈસા પોઈન્તપર જતાં રસ્તાની ડાબી બાજુએ વળી એક ઝરો આવેછે, જેને ત્યાં ઉગેલાં આંબાનાં ઝાડ ઉપરથી લોકો "આંબેયાચા પાણી"-ને નામે ઓળખેછે. આ ઝરાનું પાણી કોઈ વેળા બે માસ તુલીક ચાલે છે. એક ઝરો પીસરનાથની ખીણુની દક્ષીણ બાજુએ આવેલો છે, અને બીજા બે ઝરા ગારબત પોઈન્ત જતાં મળે છે. સીમસન ટેંક નજદીક પણ એક ઝરો છે, જેને "ફેનસીચા પાણી" કહેછે, અને જેની આગળ અગાઉ ધનગર લોકો વસતા હતા. બીજો એક "કેલીચા પાણી" નામનો ઝરો નારેલથી આવતાં ચાર મૈલને છેટે આપણને મળે છે, કે જેનો ઉપયોગ આવતા જતા બેગારીઓ કરેછે, અને તે થાકેલા ગરીબ માણસોને બહુ અમુલ્ય થઈ પડે છે. એક ટાંકી માફક તેને બાંધી લીધો છે, અને નળ વાતેથી તરસ્યા લોકને પાણી પુરૂં પાડવામાં આવેછે.

માથેરાનના ઝરાઓ સુકાઈ જવાનું મોહું કારણ ગીચ ઝાડો અને ઝાડીઓનુ છે, કે જેનાં મુલ્યાં ફેબ્રુઆરી તથા માર્ચમાં ફુકતા સુક્કા પવનને લીધે પાણી ચુસી લે છે. આ ઉપરાંત ત્યાંનો પથ્થર પણ છીદ્ર છીદ્રવાળો હોવાથી તેમાં પાણી ઝીલાઈ રહી શકતું નથી.

## ત ળા વો.

નજદીક સાત તળાવો માથેરાનમાં આવેલાં છે. આ માહેલો મોટામાં મોટો તળાવ ' શ.રલત લેક" નામનો છે કે જેની ઉંડાઈ બજારની સપાટીથી ર૧પ ફીટની છે. આ તળાવને સૌથી પહેલાં એટલે ૧૮પ૭ માં બાંધનાર ત્યાંનો એક સુપ્રીનટેનડંટ લેફતેનંટ પારકર કરી હતો. આ તળાવને ત્રણ પાળ છે, અને દરેકને અધવચમાં એક વોતર તાઈત દરવાજો કરયો છે, કે જેથી કોઈ પણ વેળા પાણી બાહેર કહાડી નાંખી શકાય. જ્યારે ડાકટર દે ૧૮૮૧-૮ર નાં સાલમાં માથેરાનનો સુપ્રીનટેનડંટ હતો ત્યારે તેણે આ તળાવ સમારવાનું કામ માથે લીધું હતું અને સરકાર પાસેથી એ માટે રૂ. રર૦૧ર ઉછીના લીધા હતા, જે દર છ માસે રૂ. ૧૩૭૮ નો હફતો આપી તેણે પુરા કરયા હતા. આગળ તે માંહે ૪૧પપ૩૩ કયુબીક ફીટ પાણી રહેતું હતું પણ ડાકટર દેના સુધારા પછી તે માંહે એ કરતાં સાત ઘણું વધુ પાણી સમાઈ શકેછે. આ તળાવનું પાણી રાંધવાના તથા મજુર લોકના પીધાનાં કામમાં પણ આવેછે. બંગલાઓમાં આ તલાવનું પાણી બળદોની પખાલથી પુરૂં પાડવામાં આવેછે, અને દહાડાની એવી એક પખાલ દીઠ ઠંડીની મોસમમાં દર મહીને દોહડ રૂપો, અને ગરમીની મોસમમાં બે રૂપ્યા આપવા પડેછે. અગાઉ ભીસતીઓ તળાવમાંથી દોરડાં વતે પાણી કહાડતા હતા, જેથી પુશકળ ઢોળ નાખ થવા સાથ પાણી ઘણું ગદલું થતું હતું. પણ તેનો અટકાવ ત્યાં મુંબઈની માફક ઉંચા નળો બાંધીને કરવામાં આવ્યો છે. આ નળોને સાંજનાં કુચી દેવામાં આવે છે અને સહવારના પોહરમાં તે પાછા ઉઘાડવામાં આવેછે. અહી ચોકાસી કરવા માટે સહવાર સાંજ એક માણુસ રાખવામાં આવેછે. વળી આ તળાવનું પાણી ધોબી-

ઓને પણ બહુ ઉપયોગી થઈ પડ્યું છે. ડાકટર દેના સુધારા અગાઉ આ બાપડાઓને છેક નારેલથી કપડાં ધોઈ લાવવાં પડતાં હતાં, પણ હવડાં તેઓને આ 'લેક' ના લોખંડના ફ્રેંરાની નીચેના ખાડામાં કપડાં ધોવા દીધામાં આવેછે.

વરસાદ પછી અકટોબર માસમાં આ તળાવનું પાણી ઉપર સુધી છલાછલ એટલું તો ભરાઈ જાયછે અને ઝરા પણ એટલા જોશથી વહે છે કે ઉપર કહેલા લોખડના ફ્રેંરાપરથી નીચે ધોબીઓના ધોવાના ખોહમાં તે ધોધબંધ પડેછે. આ વેળાનો દેખાવ દુરથી, જેવો કે હેનજર પોઈન્ત પરથી જોનારની આંખને ખરેખર ખુશ લાગે છે. આ તળાવનું અસલ નામ "ઓલ્ડ બંદ" હતું, જે પછી તેને "ફુલરસ લેક" કહેતા હતા, અને હવે "શારલત લેક"-ના નામે તે ઓળખાય છે. આ નામ જેનરલ ફુલરની બાનું શારલતનાં નામપરથી આપવામાં આવ્યું છે.

બીજો એક "સીમસન ટેંક" અથવા "ન્યુ બંદ" નામનો તળાવ હાર્ત પોઈન્તની નજદીક આવેલો છે, અને જેનું પાણી પણ માથેરાનના લોકને ઉપયોગી છે. એને ડાકટર સીમસનના વખતમાં એટલે ૧૮૭૫ નાં સાલમાં રૂ. ૧૬૨૬૦ ને ખરચે, ગારબત પોઈન્ત તરફ રહેનારાઓને "શારલત લેક" દુર પડવાથી, તેઓની સગવડ માટે બાંધ્યો હતો. એનુ બાંધકામ ૧૮૭૬ માં કરનલ મોનસેલ નામે કોનકનના તે વેળાના એકઝીક્યુટીવ એનજીનીયરની દેખરેખ હેઠળ પુરૂં થયું હતું. એની પાછલી જગાપર ધોબીઓ કપડાં પણ ધોયછે. બધું મળી એ માંહે ૪૧૬૬૦૦ ક્યુબીક ફીટ પાણી સમાયછે. એ તરફ જવાનું ઉતરાણ મુશ્કળ છે.

વોકર્સ ટેંક નામનો એક બીજો નાનો તળાવ લુઈસા પોઈન્ત ઉપર જવાના રસ્તાપર આવેછે. આ મુખ્ય તળાવો

ઉપરાંત બીજા એવાજ કેટલાક નાના નાના તળાવો બાંધવામાં આવ્યા હતા, પણ તે માંહે પાણી પુરતું મળી ન શકવાને લીધે તે તજી દેવામાં આવ્યા છે.

## માથેરાનનું બજાર.

માથેરાનનું જુનું બજાર ૧૮૯૫ ની ૧૨ મી એપ્રીલે બળીને ભસમ થયું હતું, જેની સાથે ત્યાંના સુપ્રીનતેનડંટની આફીસ અને પોસ્ત આફીસ પણ નાબુદ થઈ હતી. આગ દીવસને વખતે બપોરે લાગવાથી સારાં નસીબે કોઈના જીવને હાણી પુગી ન હતી. આ બજાર હાલ જ્યાં કલેરનદન હોટેલ છે તે જગ્યા ઉપર હતું, અને એવી કઢંગી રીતે તે બાંધેલું હતું કે કેટલાંક ઘરો તરફનો દેખાવ અને પવન તેથી તદન બંધ થઈ ગયો હતો, અને જ્યારે તે આગથી જમીનદોસ્ત થયું ત્યારે તે માઠા બનાવથી લોકો દલગીર થવાને બદલે ઓર ખુશી થયાં હતાં. બીજું બજાર બાંધવા માટે સરકાર તરફથી પાંચ હજાર રૂપીઆ આપવામાં આવ્યા હતા, અને વધુ ફંડ ઉઘડાવવા માટે લોકોમાં ઉઘરાણું થયું હતું. એ નવાં બજાર માટે હાલનાં બજારની જગા પસંદ કરવામાં આવી હતી, જ્યારે સુપ્રીનતેનડંટની આફીસ અને પોસ્ત આફીસ બીજી જગાએ લઈ જવામાં આવી હતી.

હાલનું બજાર દસ્તુરીથી બે માઈલ દુર છે અહીંઆં ગાંધીની બે, તરકારી વેચવાની બે, દરજીની એક, કંદોઈની એક તથા કણીયાની ત્રણ એવી દુકાનો આવેલી છે. એની સામે રસ્તા ઉપર એક ફરંગીની "હોલ શોપ" છે. આ દુકાનની પાસે એક ચહડાણવાળી ગલી છે, જે આપણને કસાઈવાડા તરફ લઈ જાયછે. પહેલાં નાકાંપર ગાંધીની અને કાંદા પતેતાવાળાની દુકાનો આવે છે, ત્યારપછી કસાઈવાડ

શરૂ થાયછે; અંહી ખાટકીની પાંચ દુકાનો છે, જ્યાં જેવું જોઇએ એવું મતન તથા ભીક મળી શકેછે. કસાઈ બજારમાં વળી બીજી ચાર પાંચ દુકાનો છે, જ્યાં કાંદા, પતેતા, કેરી, લીબું, કેળાં, ચણા, વગેરે મળે છે. લીલી તરકારી જેવી કે હોલકોલ, કોબી, કૉલીફ્લાવર, ફ્રેંચબીન, સલગમ, મુળા, સાલીદ ઈત્યાદી મુંબઈથી યા પુનેથી આવેછે, પણ થોડીક તરકારી ખુદ માથેરાનમાં પણ ઉગાડવામાં આવે છે. એક બુઢ્ઢો ચીનો "શારલત લેક" પર આજ કેટલુક થયું એવી તરકારી ઉગાડતો હતો, પણ હાલ કોઈ મુસલમાન તે વાવે છે.

ફીરગી દુકાન મેલ્યા પછી થોડેક છેટે મોટા રસ્તાપર જમણી બાજુએ એક પારસીની દુકાન છે, જે મી૦ શાપુરજી નામના ગ્રહસ્થના હાથમાં છે. અહી દરેક પરચુરણ સામન નાનાંથી તે મોટાંને લાયકનો ઘણા કીફાયત ભાવે મળી આવેછે; એ ઉપરાંત બીજી જોઈતી ચીજ પણ મી૦ શાપુરજી પુરી પાડે છે. આ દુકાનથી બે ત્રણ વારને છેટે એક મેદાન જેવી ખુલ્લી જગા છે, જ્યાં દર રવીવારે બજાર ભરાય છે. આ બજારમાં નીચેનાં ગામડાંઓ જેવાં કે પનવેલ, કરજત, નારેલ, ચોક વગેરેના ઠાકોર લોકો ઉપરનાં બેગારી તેમજ ગરીબ લોકો માટે ખાધ ખોરાકીની જીનસો લઈ આવે છે. તેઓ અનાજ, તેલ, સુકી માછલી, હલકી તરકારી, બીડીનાં પાતરાં, નીમક, મધ તથા બીજી સુકી વસ્તુઓ વેચવા લાવે છે. આ સઘળું નીચે ભોંયપર પાંથરી તેઓ બેસે છે. આ દરેક પાંથરેલી દુકાન દીઠ એક આનાની ફી લેવામાં આવે છે. આ વેળા સઘળી જગે હાજર હોતો મારવાડી પણ ભોંયપર ફસડો મારી બેઠેલો આપણી નજરે પડે છે. કોઈ જગા મારવાડી વીના ખાલી હશે? બજાર સહવારે આઠ વાગતેથી ભરવાનું શરૂ થાય

છે તે બાર વાગતા લગીમાં ચીકાર ભરાઈ જાય છે, અને તે પુરૂં થતાં ત્રણ વાગે છે, જ્યારે દુકાન માંડનારાઓ નીચે પાછા ઉતરી જવાની તૈયારી કરે છે.

આ બજાર માટે ભાવ અગાઉથી મુકરર કરી રાખેલા હોય છે, જે કરજત અને પનવેલનાં બજારને મળતા આવેછે, અને દર સનીવારે સાંજના નહી તો રવીવારની સહવાર સુધીમાં કરજત યા પનવેલનો મામલતદાર પોત પોતાના ગામના ભાવની ટીપ માથેરાનના સુપ્રીનતેનડંટપર મોકલી આપે છે, અને જેઓ તે ઠેરવી આપેલા ભાવથી વધુ દામની તકરાર કરેછે તેઓને શીક્ષા કરવામાં આવેછે. આ ટીપ તથા નેમેલા ભાવથી વધુ દર ન લેવો એવી નોટીસ જે મોરી ભાશામાં લખેલી હોય છે, તે દર રવીવારે એક મોટાં ઝાડનાં થડપર ચોંટાડવામાં આવેછે.

## પાહાડી લોકો.

સીહાદ્રી પાહાડોની હારો, અને તેના દખણ તરફ લંબાતા ફાંટાઓમાં તેમજ કોનકનની છુટી છુટી ટેકડીઓ માંહે વસતા સખ્યાબંધ અસલી લોકોની રીતભાત અને ચાલચલણ વીશે થોડાંક વરસો અગાઉ આપણે તદનજ અજાણ્યાં હતાં. પણ ડાકટર સ્મીથ પોતાની માથેરાનની ચોપડીમાં તે લોકોનો એક રસીલો હેવાલ આપે છે, કે જે હેવાલ તેણે તેઓના સંબધમાં આવી મેળવેલા અનુભવ ઉપરથી રચ્યો છે. માથેરાનની ઉપર અને આસપાસ વસતા લોકો ત્રણ જાતમાં વેંહેચાઈ શકાય, કે જેઓની ભાષા અને રીતભાતમાં થોડો થોડો તફાવત માલમ પડેછે. તેઓ ધનગર, ઠાકોર, અને કાતકરીને નામે ઓળખાય છે; તેઓની સંખ્યા કાંઇ ચોકસ જણાયલી નથી, પણ અડસટો કહાડતાં તે સેંકડે ૧૫, ૫૦, અને ૩૫ ટકા જેટલી માલમ પડેછે.

ઉપર કહેલી પહેલી ( ધનગર ) જાતનાં લોકો પડોશમાં ઉત્તરે આવેલાં માઉલી ગામ, અને પુર્વ તથા દક્ષીણે આવેલાં શોલાપુર અને સતારા તરફ વીખરાઈ ગયલાંછે, અને એવું પણ માનવામાં આવે છે કે એથી પણ દુર આવેલાં પાહાડી ગામોમાં તે લોકોની વસ્તી મોજુદ છે. બીજી ( ઠાકોર ) જાતનાં લોક એક ગમથી નાસક અને બીજી ગમથી ઉમરખંડ તરફ વસેલાં છે, જ્યારે ત્રીજી ( કાતકરી ) જાતનો મોટો ભાગ થાણાની આસપાસ અને ઘાત પરવતો પર વસેલો જોવામાં આવે છે. આ ત્રણે જાતોની વસવાની રીતીમાં પણ ફરક હોય છે. જ્યારે કાતકરી ગામડાંઓની છેક નજદીક વસેછે, ત્યારે ઠાકોર લોકો તેથી સેહજ દુર અને ધનગર તો વળી છેક જંગલો માંહેજ વસેછે. તેઓ એકમેક સાથ વહેવાર રાખે છે, અને પકવાન જો કોઈ બ્રાહ્મણને હાથનુંજ પકાવેલું હોય છે, તો ખાવા પીવાની બાબદમાં તેઓ કશો અંતર રાખતા નથી. તો પણ તેઓ માંહોમાંહે પરણતાં નથી, અને ઘણું કરીને તેઓમાં એકજ બાયડી પરણવાનો રેવાજ હોય છે. ધનગર અને ઠાકોર લોકો તંદરોસ્ત, ઘણું કરી મોટાં કુટુંબવાળા અને ઘણી લાંબી જીંદગી ભોગવનારા કહેવાય છે. તો પણ આ ત્રણે જાતોમાં બાહેરના દેખાવ ઉપરથી તેમના વચ્ચેનો તફાવત ખુલ્લી રીતે માલમ પડી આવે છે. તેઓમાં દેખાવે સૌથી સરસ ધનગર લોકો છે. વળી એ ત્રણે જાતોનો ધંધો પણ જુદો જુદો છે. ધનગરો ગોવાળ્યા, ઠાકોરો ખેતીવાડી કરનારા, અને કાતકરી માછીઓ અને શીકારીઓ તેમજ બકરાં, મરઘાં પાળનારાઓ છે. પહેલી જાત લગાર પૈસાવાળી કહેવાય છે, જ્યારે ઠાકોર તેઓથી ઉતરતા આવેછે, અને કાતકરી તો હમેશાંજ ગરીબીમાં વખત કહાડે છે.

૧૮૫૧ માં જ્યારે પહેલ વહેલો બંગલો માથેરાનમાં બંધાયો ત્યારે ધનગર લોકોનાં બાર સ્થાન ત્યાં હતાં, અને તે દરેકપર ત્રણ ઝુપડાંઓ ઉભાં કીધેલાં હતાં. તેઓ ઘણુંખરાં ઝરા નજદીક સપાટ મેદાન જેવી જગાપર રહેતાં હતાં. દરેક સ્થાનપર એક એક કુટુંબ વસ્તું હતું, અને માણસો તેમજ ઢોરોને એકજ ઝુપડાંમાં સાથે રહેવાની ગોઠવણ કરવામાં આવતી હતી. તેઓમાંનો કોઈ પૈસાવાળો ગણાતો હોય તો તેવા શખસનું ઝુપડું મોટામાં મોટું ૮૦ ફીટ લાંબું, અને ત્રીશથી ૪૦ ફીટ પોહળું થતું હતું, અને તેની વચમાં માણસોનું અને ઢોરનું રહેઠાણ જુદું કરવા માટે એક લાકડાંની ફરેકાર ભરી લેવામાં આવતી હતી.

ઠાકોર લોકનાં ઝુપડાં કદમાં એથી નાનાં હોય છે, પણ અતી પાસે પાસે બાંધેલાં હોય છે. તેઓ પાસે પણ જો ઢોરો હોય છે તો ઘરનાં માણસોની સાથેજ તેમને રાખવામાં આવેછે; અને રાંધણી માટે એક જગા જુદી કરેલી હોય છે. એ લોકો મુરતીઓની પુંજા કરે છે, અને તેની આસપાસ ફુલોનો હાર અને મોરનાં પીછાં ખોસી રાખેછે, તથા આખો વખત આગળ આતશ મેળી ધુપાવ્યા કરે છે.

ત્રણે જાતોમાં કાતકરીનાં ઝુપડાં અતી કંગાળ અને નજીવી હાલતમાં હોય છે, અને ઉપર કહેલી બે જાતો કરતાં તેઓ વધારે ખરાબ સ્થીતીમાં રહે છે. દરેક જાત બકરાનું ગોસ્ત અને નાનાં પક્ષીઓ ખાય છે, પણ તેઓનો હમેશનો ખોરાક તો ચોખા, ઘી, ઝાડોનાં મુળ્યાં અને ફળ છે. ઠાકોર લોકો ખસેરી અને કાતકરીઓ ઉંદરો વટીક ખાય છે. આ ત્રણેમાંની દરેક જાતમાં છાકટપણાંની બદી હદ બાહેર ફેલાયલી જોવામાં આવે છે. માહાર ફોરેસ્તની તાડી તથા નારેલમાં ઉગતાં મોવડાંનાં ફુલનો દારૂ દરેક જણ બહુ હોંસથી પીયે છે, અને તે પણ વળી એટલી હદ સુધી કે દુનિયાદારીની કશી શુધ તેઓને રહે નહી.

આ લોકોની હોશીયારી સાધારણ રીતે તપાસતાં ઘણી-જ કમ દીસે છે, તેઓ પોતાનાં વરસો કહી શકતાં નથી, અને વીસ સુધીના આંકડા ગુંચવાયા વીના ગણી શકતાં નથી. અઠવાડયાંના દહાડા તેઓ જાણે છે, પણ મહીનાના દીવસો કહી શકતા નથી, તો જે કે ચંદ્રની ચાલ ઉપરથી તેઓ તેની ગણત્રી કહાડી શકે છે. કેળવણીની ગેરહાજ-રીમાં ખુદરતી રીતે આવી આવી બાબદોમાં તેઓની સ-મજ જો કે ઓછી છે, તો પણ અવલોકણની ટેવથી તેઓ ખુદરત વીશેનું જે જ્ઞાન ધરાવે છે તે ખચીત વખાણુવા લાયક છે. દાખલા તરીકે, જો તેઓને કેટલાંક ઝાડોનાં નામ અને વરસમાં કઈ કઈ વેળા તેપર ફળ, ફુલ આવે છે તે વીશે પુછીશું તેમજ જંગળ માંહેલાં જાનવરો અને પક્ષીઓ વીશે સવાલો કરીશું તો અજબ જેવી બારીકી તથા ચો-ક્સાઈથી તેઓ આપણને તેના જવાબ આપશે. જંગલમાં વસ્યાથી આ લોકની (મુખ્ય કરીને ધનગર અને ઠાકોર જાતના લોકોની) રીતભાત ઘણી શરમાળ હોય છે; તેઓ એક એક તરફ નરમાસથી વર્તે છે અને ગુનાહ જેવી ચીજ તો તેઓમાં એટલી અસાધારણ હોય છે કે આ ટેકડીના મેજીસત્રેટને કોઈ પણ રીતે કજ્યા ચુકવવાની મેહનત તેઓ આપતાં નથી. જો કોઈ કદાચ માંહોમાંહે મારામારી થાય છે તો તેઓ બાબુરાવ નામના પોતાનાં ગામના એક બુઢા કોટવાળ પાસે જાય છે. આ કોટવાળને તેઓ અતીશય માન આપે છે.

કાતકરી લોકોજ આ ત્રણે જાતોમાં સર્વથી ખરાબ ચા-લચલણના લોકો છે, અને તેઓ સત્તાવાળાઓને એટલી બધી મેહનત આપે છે કે જેથી તેઓને થાણા અને રત-નાગીરીની જેલમાં મોકલવા પડે છે. હાલમાં તો દરેક જણ વગર હથીયારે ફરે છે. થોડાકો પાસેજ જગલી હેવાનોને

દુર રાખવા માટે પરવાનો લઈ બંદુકો રાખેલી હોય છે; અને એ જંગલી હેવાનોનો શેકાર કરવામાં તેઓ અચંગ ગણાય છે. એક ઠાકોર જે માલદુંગાની નીચે રહેછે, તેણે પચાસ ચીત્તા અને કેટલાક વાઘો મારેલા કહે છે.

## જાનવરો.

વરસાદનાં ભારે જોરને લીધે માથેરાનની ટેકરીપરનાં જાનવરો જુન માસમાં ત્યાંથી નાહસીને બીજી વધારે સલામતી ભરેલી જગ્યાઓમાં જઈ ભરાય છે, અને જ્યારે હાથીઆનો છેલ્લો તાજગી બખશનારો વરસાદ હવાને સાફ કરેછે ત્યારેજ તેઓનું ત્યાં પાછું ફરવું થાયછે, અને ત્યારેજ જંગલો પાછાં તેઓના મધુર અવાજથી ગાજી રહેછે. અકટોબરની શરૂઆતમાં ખીણોમાંથી દેખાવ દેનાર આ જાનવરોમાં સર્વથી પેહેલા વાંદરાઓ હોયછે. તેઓનો કાળો મેસ જેવો ચેહરો અને બફ રંગની ચામડી રસ્તે જતાં ઘણીક વાર આપણી નજરે પડેછે. સવાર યા સાંજનાં તેઓનાં ટોળેટોળાં ઝાડપર યા કેટલીક વેળા તો ખુદ રસ્તાપર આવી બેઠેલાં દીસે છે. તેઓ રાહદારીઓનો માર્ગ એ પ્રમાણે ઘેરી લે છે, અને જ્યાંસુધી કોઈ આદમી યા ઘોડેસ્વાર તેઓથી ત્રણ ચાર વાર દુર આવી પોંહચે નહી, ત્યાંસુધી તેઓ ઠંડે કલેજે બેસી તે તરફ તીકયા કરે છે, અને તે છેક નજદીક આવી પુગવા પછીજ તેઓ નીચે ખીણમાં ભરાઈ જવાની દોડાદોડી કરી ઘોંઘાટ મચાવી દેછે.

વાગળાંઓની જાત જોકે અહીં ઘણી નથી, તો પણ જે જાત એ ટેકરી પર દીસે છે તેઓની સંખ્યા મોટી છે. સાંજની વેળાએ બંગલાઓમાં નાનાં જીવજંતુઓની શોધમાં ભમતાં તથા તેનેથી મોટી જાતનાં બીજાં વાગળાંઓ

જે ફક્ત ખુલ્લી હવામાંજ ફરે છે અને કોઈપણ વાર અંદર બંગલાઓમાં દાખલ થતાં નથી, તેઓ વારેઘડીએ ઘણી મોટી,સંખ્યામાં મળી આવે છે.

ચીત્તા વાઘ અહીં સાધારણ છે, અને કોઈ કોઈ વેળા તો તેઓની નાખુશ હાજરીથી ટેકરી ઉપર અતી મોટો ધભરાટ મચી રહેછે. તેનું રહેઠાણ ખુદ કાંઈ ટેકરી ઉપર હોતું નથી, પણ નીચેના ખોહમાંથી સાંજ વેળાએ તે ઉપર આવે છે, અને સઘળી લુટફાટ મધરાતની વેળા કરી સવારનું પોહોર પડે તેની અગાઉ તો તે ગુમ થઈ જાયછે.(તેઓની રહેવાની માનીતી જગા "પેનોરામા પોઈન્ત"ની બેઉ બાજુની ખીણોમાં અને માલદુંગાની નીચે "મેલેટ સ્પ્રીંગ" પરથી નીકળતાં એક નાળાં તરફ જવાના રસ્તાપર છે. એક વેળા "એકો પોઈન્ત" પર જતાં રસ્તાપર એક જણને એક ચીત્તો મળ્યો હતો, અને જોકે ટેકરીપરના કોઈપણ ભાગમાંથી તેના એકાએક નીકળી આવવાની કશી નવાઈ નથી, તોપણ તેની સૌથી મોટી સંખ્યા જે મારવામાં આવી છે, તે ઉપર કહેલી જગાએથીજ છે. એકજ વાઘ જે કેટલાંક વરસોની વાત પર મારવામાં આવ્યો હતો તે મેલેટ સ્પ્રીંગનાં નાળાં આગળથી હતો. ગરમીની મોસમની શરૂઆતમાં જ્યારે ઝરાઓ સુકાઈ જાય છે, અને લોકોની વસ્તી ઝાઝી હોતી નથી, ત્યારે મોટા વાઘો પણ જે જગા ઉપર ઢોરો ચરતાં હોય ત્યાં છુપાતા કોઈ વેળા જણાઈ આવે છે. સારાં ભાગ્યે તેઓ માણસ જાતપર હુમલો કરતા નથી, અને જે દીવસથી માથેરાન વસાયું છે ત્યારથી તે આજ સુધી એવો એક પણ કમકમાટ ભરેલો દાખલો ખોદાની મેહેરબાનીથી બનેલો જણાયો નથી. રીંછનાં પગલાં આજ કેટલાં વરસો થયાં આ ટેકરીપર મુદ્દલ જણાતાં નથી, પણ તરસ નામનું જાનવર ચીત્તા કરતાં વ-

ધારે વેળા ત્યાં મુલાકાતે આવે છે, જોકે તેની બીકણુ ચાલથી તે વારેઘડીએ આપણી નજરે પડતું નથી. ઝટકવાળી જગા કે જ્યાં તે ભરાઈ બેસે છે, ત્યાંથી તેનો દુરગન્ધ વાસ આપણા નાકે અને તેની ભયંકાર બુમ આપણા કાને પડે છે. મોટી જંગલી બીલાડીઓ બંદ આગળ નીકળી આવે છે, અને ચંદણી રાતનાં તેઓ બરોબર દીસે છે, તેમજ તેઓનો અવાજ પણ સંભળાય છે. આ પ્રાણી ઘણું ઝનુની હોય છે. એક સુવેલી બીલાડી જે એક વેળા ચોક પોઈન્ત પરથી મળી આવી હતી, તેનો રંગ ભુરો લગાર પીળાશ પર હતો, અને તેની પીઠ ઉપર કાળા લાંબા પટા હતા; તેની પુછડી ટુંકી, અને મોટાં પોહળાં ગાથાં સાથે તેની ગરદન લાંબી હતી. બધી રીતે તે ઘણી મજબુત દીસતી હતી અને કદમાં પણ જબરદસ્ત મોટી હતી. સીસોળ્યાં જે એક વેળા આ ટેકરીપર જણાતાં હતાં તે હાલ તદનજ નાબુદ થઈ ગયાં છે, અને તેઓનું એક પણ "કુવીલ" હાલ હાથ આવી શકતું નથી. ખીસકોલીઓ પણ ચાર જાતની છે; અને મુંબઈની રાતી જાતની ખીસકોલી ત્યાં સૌથી મોટી ધારવામાં આવે છે. તે ઘણી શરમાળ છે, અને જો કદાચ બાહેર આવે છે તો એક આંખના પલકારામાં તે પાછી ગુમ થઈ જાય છે, કે જેથી તેની તપાસ કરવાની ઘણી થોડીજ તક આપણુને મળે છે. તાડનાં ઝાડપરની ખીસકોલી અહીં પુશ્કળ છે, અને કાંઈપણ ધાસ્તી વીના તે એમ તેમ ફરે છે.

ઉંદરો પણ અહીં પુશકળ જાતના ઉભાઈ જાય છે. બંગલાઓમાં જ્યાં તેઓ ભરાયા હોય ત્યાં તેઓનો ઉપદ્રવ એટલો બધો તો હોયછે કે તેઓ ટુંક વખતમાં સઘળી ચીજોનું સત્યાનાશ વાળી મુકે છે, અને સૌથી ચીવતમાં ચીપત ચીજ પણ તેમના તીક્ષણ દાંતોમાંથી બચી શકતી નથી.

વળી એ ઉંદરો મજબુત પણ કેટલા બધાં હોયછે તે નીચલા દાખલા ઉપરથી જણાશે. એક વેળા એક ઉંદર છટકાંમાં સપડાયો. આ છટકું તે ઘસડતો ઘસડતો જંગલમાં લઈ ગયો, અને છુટો થવા માટે તેણે એટલી તો કશાકશી કીધી કે આખરે પોતાનો પગ વટીક કરડી નાંખ્યો. જાણે આવી ખોટથી તે ગુસ્સામાં આવી ગયો હોય અને તેનું વેર લેવા માગતો હોય, તેમ રોજ રાતનાં તે છટકાંવાળી અસલ જગ્યા ઉપર પાછો આવી, ગોડાઉનમાં બકારૂં પાડી અંદરથી પતેતા તેમજ બીજી ચીજો કરડી ઘસડી લઈ જવા લાગ્યો. આખરે એક ફોસફરસના ટુકડાથી તેનો અંત લાવવામાં આવ્યો. તે મુએલો મળી આવ્યો ત્યારેજ સમજ પડી કે ગોડાઉનમાં ખાતર પાડનાર એક ઉંદર હતો, કારણ કે તે આગમચ તો ત્યાંનાં લોકો એમજ સમજતાં હતાં કે, આટલું મોટું બકારૂં પાડનાર બીલાડી જેવું કોઈ મોટું જાનવર હોવું જોઈએ. જ્યારે તેઓની નજરે ચોર દાખલ તે ત્રણ પગવાળો ઉંદર પડયો ત્યારે તેઓની અજાયબીનો કશો પાર રહ્યો નહી. સસળાંઓ પણ કોઈ કોઈ વેળા સાંજનાં નાના સાંકડા રસ્તાઓપર કુદકા મારતાં મળી આવે છે. તેઓ ખડકવાળા નળા આગળ ઉગતાં એક જાતનાં પાતરાંઓપર જીવે છે. જંગલી બકરાંની જાતને મળતું બીજું એક જાતનું જાનવર જે નરબદાનાં મુખ આગળના પાહાડોમાં તેમજ ઘાતપર પણ સાધારણ છે, તે એક વેળા અહીં વસતું કહેવાતું હતું. છેલ્લાં કેટલાંક વરસો થયા તે તેમજ બીજા કેટલીક બીકણ જાતનાં નાનાં જાનવરો પોતાનો વાસો આ ટેકરીનાં મથાળાં પરથી ઉઠાવી ગયલાં જણાય છે.



# પક્ષીઓ.

વરસાદની મોસમ ઊઘડી જવા પછી પક્ષીઓનો મધુર અવાજ અહીં પાછો શરૂ થાયછે. એ પક્ષીઓમાં ઓરીઓલ (Oriole) અને બારબેત (Barbet) જાતનાં પક્ષીઓનો તેમજ રોબીન (Robin) અને થ્રશ (Thrush) નો ઝાડીઓ માંહેથી આવતો મીઠો અવાજ દીલને બહુ ખુશ લાગે છે.)

જાનવરો કરતાં પક્ષીઓની સંખ્યા આ ટેકરી ઉપર બહુ મોટી છે, અને તેઓની ઘણી ખરી જાત લગભગ બધા દેશોમાં મળી આવે છે, જ્યારે કોઈ કોઈ જાતો તો આખી દુનિયામાં સાધારણ થઈ ગયલી છે. શીકાર ખાનાર પક્ષીઓમાં મોટાં કદનાં ગીધો જમીનપર કઢંગી રીતે ચાલતાં, અથવા હવામાં સમડી અને ગરૂડ પક્ષીઓ સાથે ઉડતાં ઘણીક વાર નજરે પડે છે. આ ગીધ પક્ષી જ્યારે નાનું હોય છે ત્યારે તેનો રંગ ભુરો અને ગરદન સફેદ હોય છે, પણ જેમ જેમ તે ઉમરે વધે છે તેમ તેમ તેનો રંગ વધારે કાળાશ પકડતો જાય છે અને પીઠ સફેદ થતી જાય છે, જેથી કોઈ વેળા ભુલમાં તેને કોઈ બીજુંજ પક્ષી સમજવામાં આવેછે. જીપસઈનડીકસ (Gyps Indicus) નામનું ભુરા અને ખુલ્લા બફ રંગનાં પીછાંવાળું કદરબીહામણું પક્ષી, તેમજ કાળી મોટી ચાંચવાળું પીળા રંગનું ગીધ જેને "સ્કેવેનજર વલચર" (Scavanger Vulture) કરી કહે છે, તે પણ ઉપર કહેલાં પક્ષીઓ સાથે નઠારા ખોરાક ખાવા માટે ભેળાય છે. એઓમાં સૌથી સરસ એક ગીધ રાજા હોય છે, કે જે જ્યારે કાંઈ ચીજ ખાવા માટે આવે છે ત્યારે બીજાં બધાં પક્ષીઓ નાહસી જઈ તેને માટે જગા ખાલી કરી આપે છે. આ પક્ષી ઘણી ઉંચાઈએ ઉડે છે અને જ્યારે તે નજદીકમાં આવે છે

ત્યારે તેનાં પીછાં ચળકતા કાળા રંગનાં, અને માથાં તથા ગરદન પર લાલ છાંટ માલમ પડે છે. વળી ઘણીક જાતના શકરા જમીનપર ખોરાક શોધતા અથવા તો કોઈ બાહેર નીકળી આવેલી ટેકરીની ટોચપર બેઠેલા જણાય છે. ગરૂડ પક્ષીમાં એક વોકેબ નામનું પક્ષી છે, જે વારંવાર કાગડાઓ સાથ કોહેલું માસ ખાતાં મળી આવે છે. એ પક્ષીઓની બીજી ઘણીક જાત ટેકરી પરથી પસાર થઈ જાય છે, પણ તેઓને બરોબર તપાસી જોવાની તક કોઇને ગળતી નથી. એઓમાં એક સફેદ પેટવાળુ દરીયાઈ ગરૂડ છે, કે જે પોતાની ખુંદી ભુરા બલુ રંગની પાંખ, બીચીત્ર રંગનાં પીછાંવાળી પુછડી, અને સફેદ બરફ જેવી છાતી સાથે ખીણો માંહેલાં કરચલાં પકડતાં જણાય છે. સમડી નામનાં પક્ષી અકટોબર મહીનામાં પોતાનાં ભપકાદાર પીછાં સાથે દીસે છે, પણ તેઓની સંખ્યા કાંઈ મોટી હોતી નથી. તેઓ ઘણું કરી વરસાદના દહાડા દખણમાંજ વાસો કરે છે અને થડીમાંજ ફક્ત ટેકરીઓપર આવે છે. આવાં જંગલમાં ઘુવડો જવલેજ દીસે છે, પણ કોઈ કોઈ વેળા તેઓની એક જાત જેને સ્ટ્રીકસ જાવાનીકા ( Strix Javanica ) કરી કહે છે, તેનો સાદ સવારના પોહોરમાં પરગરો કાને આવે છે.

એક જાતનાં ચલીયાં જેને મોસ્ક સ્વોલો ( Mosque swallow ) કહે છે, તે કાળા ખડકોના ખાંચામાં વારે ઘડીએ પોતાનો વાસો કરે છે, જ્યારે ક્રેગ મારતીન ( Craig-martin) નામની બીજી જાત પોઈન્તો પર ઉડતી દીસે છે અને વારવાર તે એટલી તો નજદીક આવે છે કે તેની પુછડી પરના સફેદ છાંટા ખુલ્લી રીતે નજરે પડે છે. કેપ્રી મુલગીડી ( Capri Mulgidœ ) ની ફક્ત એકજ જાત માથેરાનમાં સાધારણ્ છે. આ જાતનાં ચલીયાંઓ સાંજના

ઝઝકળાં વેળા રસ્તાની બાજુપર ચુ ચું કરતાં ઘણીક વાર જોવામાં આવે છે, અને તેઓના તુઉક-તવેક-તવેકના અજબ જેવા સાદથી શાંત જંગલ ગાજી રહેછે. લગભગ આખી રાત તે એજ પ્રમાણે અવાજ કહાડયા કરે છે. મધમાખ ખાનારાં પક્ષીઓ અંહી ઘણાં જુજ દેખાય છે. કીંગફીશર નામનાં પક્ષીઓ પણ અંહી ઘણાં મળતાં નથી, પણ તેઓની એક જાત જે યુરોપનાં પક્ષીને મળતી આવે છે, તે બંદ તરફ ફરતાં દેખાય છે. કુતરૂક (Kootrook) નામનું પીળા રંગનું પક્ષી આખો દહાડો બુમ પાડયા કરે છે, અને કોઈ વેળા ચંદણીમાં પણ તેનો સાદ સંભળાય છે. તે ઘણું કરી ઉંચાં ઝાડની ડાળીઓપર બેસી બોલ્યા કરે છે, પણ જ્યારે તેઓ મોટી સંખ્યામાં એકઠાં થાય છે ત્યારે તેઓનો સાદ બીજા બધા અવાજને ઢાંકી નાખે છે. મરઘાના જેવું મોટા ઘોંઘાટી અવાજવાળું એક પક્ષી પણ સાધારણ છે, કે જેનો સાદ જો કે કાંઈ ઘણો મધુર લાગતો નથી, તો પણ જંગલમાં તે ઘણો ખુશ લાગે છે. પોપટ અને તેની જાતનાં બીજાં પક્ષીઓ ઘણાં જવલેજ આ ટેકરી ઉપર દેખાવ દે છે, અને જો કદાચ મોટાં ટોળાંમાં તેઓ આવે છે તો તરતજ તેઓ પાછાં જતાં રહે છે. સનબરડ (Sunbird) ની જો કે ઘણી જાત નથી, તોપણ તેની સંખ્યા મોટી છે, અને એક ફુલ પરથી બીજા ફુલ પર મધમાખની માફક કુદકા મારતું તે હમેશાં નજરે પડે છે. તે ફુલોપર વળગેલાં જીવજંતુ અને તે માંહેલા મીઠા રસ ઉપર જીવે છે, અને જ્યારે તે ખોરાક કહાડવા માટે પોતાની લાંબી વળેલી ચાંચ અંદર ખોસી ફુલની ડાળી પર વળગી રહે છે, ત્યારે તેનો દેખાવ ઘણોજ શોભાયમાન લાગે છે. તેઓનાં કદ કરતાં તેઓના મોહ પમાડનારા રંગ આંખને બાહુ ટાઢક આપે છે, જ્યારે તેઓનો અવાજ કેનેરીના

અવાજ જેવો મધુર લાગે છે. ડ્રોનગો (Drongos) નામનું પક્ષી ઝાડીઓમાં ગીત ગાતું કોઈ કોઈ વાર સંભળાય છે. તેની જાત ઘણી નાની છે, અને તેનાં પીછાં જુદા જુદા રંગનાં પણ છાતી તદન સફેદ હોય છે.

માખી પકડનારાં પંખેરાંઓમાં એક અતી ખુબસુરત નાનું પ્રાણી છે, કે જે ઝાડીઓ માંહે એમથી તેમ ઉડતું ફરે છે, અને જે લાંબી પુછડીવાળાં બુલબુલને નામે ઓળખાય છે. મોટાં કદના નરની કલગી, માથું તથા ગરદન કાળા લીલા રંગની અને શરીરનાં પીછાં સફેદ, તથા પાંખનાં પીછાં કાળાં અને છેડેથી સફેદ અણીનાં હોયછે. તેની સફેદ પુછડી ઘણીકવાર પંદર ઈન્ચ જેટલી લાંબી હોય છે, કે જેને એક ઝાડપરથી બીજાં ઝાડપર ઉડતી વેળા, અથવા જમીનપર કુદતી વખતે અજબ જેવી સુંદરતાથી તે એમ તેમ હીલવે છે. તે વારવાર તદન એકલું એક ડાળીપરથી બીજી ડાળીપર ભટકતું મળી આવે છે, અને જો તેની પુઠ પકડી હોય, અથવા એકી નજરે તેને જોયા કીધું હોય તો જલદીથી તે ગુમ થઈ જાયછે. તેને સૌથી સરસ રીતે જોવાની તક જ્યારે સહવારના તે ઝરામાં નાહે છે તે વેળા મળે છે; તે કોઈ ખડક યા પથરાપર બેસતું નથી, પણ એક પળ ઝરામાં ડુબકી મારી, એક નીચી ડાળીપર ઉડી બેસે છે, અને ત્યાં પોતાનાં પીછાં ગુપચુપ સાફ કરે છે. એઉ જાતીનાં ઘણાં નાનાં બચ્ચાંઓનાં પીછાંનો રંગ લાલ ચેસનતના જેવો, અને ગરદન રાખોડી રંગની હોય છે, જ્યારે ફકત પગનો રંગ સફેદ હોય છે, અને નર જાતનીજ પુછડી ઘણી લાંબી હોય છે. મોટાં કદની માદાનો રંગ પણ એવોજ છે. જેમ જેમ એક નર પક્ષી મોટું થતું જાય છે તેમ તેમ તેનો રંગ ચીત્રવીચીત્ર થવા સાથે પુછડીનાં પીછાં પણ લાંબાં થાય છે, જેથી આ નાનું માખી પકડનાર પોતાનાં

શોભાયમાન પીછાંના અનેક વખતે બદલાતા રંગથી અતી ખુબસુરત લાગે છે.

બીજું એક નાનું માખી પકડનાર પક્ષી કે જેની જાત પણ અતી સુંદર છે, તે અહીં મોટી સંખ્યામાં જોવામાં આવે છે. એનું માથું અને ગરદન ખુલ્લા બલુ રંગ ઉપર ચળકતી કાલી છાંટવાળું છે. માદા પક્ષીમાં એવી છાંટ જણાતી નથી, પણ તેનો રંગ વધારે ખુલ્લો અને પેટ તદન સફેદ હોય છે. ફેનટેલ (Fantail) યાને પંખા જેવી પુછડીવાળું પક્ષી પણ અંહી સાધારણ છે. થોડુંક ઉડયા પછી નીચે આવી પોતાની પંખા જેવી પુછડી પોહળી કરી, પાંખો નીચે નાંખી દઇ, લેહકો કરી ચાલવાની તેની રીતથી તે ઘણાકોને જાણીતું છે. કાગડાઓ તેમજ બીજાં મોટાં પક્ષીઓને મારી કહાડવાની હીંમત આ પક્ષીઓમાં ઘણી છે. વળી બીજું એક બલુ ગરદન અને રાતી છાતીવાળું પક્ષી પણ કોઈ કોઇ વાર જોવામાં આવે છે. તેનાં પીછાંઓમાં બલુ રંગનો દરેક ચહડતો ઉતરતો "શેડ" દીસે છે, તેમજ ભુરો, પીળો, અને રાતો રંગ પણ સાથે ભેળાઈ ગયલો દીસે છે. આ પક્ષી ઘણું કરી એકાંત અને ચુપ જણાય છે, પણ કોઇ કોઇ વેળાએ તે ઘણું મધુર રીતે ગાય છે. કદમાં અને બીજી રીતે તે વેલાતનાં રોબીન પક્ષીને ઘણું મળતું આવતું હોવાથી ઇગ્રેજો તેને થેમનોબીયા (Thamnobia) ને બદલે રોબીનનાં સાધારણ નામથીજ ઓળખે છે. થ્રશ (Thrush) નામનાં નાનાં સુંદર હલકવાળાં પક્ષીઓ માથેરાનમાં જથ્થાબંધ વસે છે. બીજા પક્ષીઓની માફક વરસાદથી ડરીને તેઓ કાંઈ આ ટેકરી છોડી જતાં નથી. એથી ઉલટું આગસ્ટ માસનાં ભર ચોમાસામાં તેઓ કોઇ કોઈ વાર પડતાં સુરજનાં તડકાંમાં બાહેર નીકળી ભર ઉનાળાની મોસમ હોય એવી ખુશાળીથી પોતાનું ગાયન

કરે છે. અકટોબરની શરૂઆતમાં જ્યારે થોડો થોડો વરસાદ પડયા કરે છે, ત્યારે એક બીજાં પક્ષીની બુમ ગીચ ઝાંડીઓમાંથી આવે છે. તે ઘેરા રંગનાં પીછાંવાળું અને માથાં તેમજ ખભાંપર બલુ રંગની છાંટ સાથનું પક્ષી છે. જ્યારે તેને કોઈ પણ રીતની હરકત પોંહચે છે ત્યારે તે એક ચીચીયારી પાડી ઉડી જાય છે, પણ જ્યારે તે શાંત રીતે બેઠેલું હોય છે ત્યારે તેનું ગીત જંગલમાં ગાતાં કોઇ પક્ષીની જાણે તે ખીચ પાડતું હોય તેવું લાગે છે. સુક્કી રૂતુમાં ઝરાઓની નજદીકજ તે દેખાવ દે છે, અને જાણે ગાવા શીખવાની તે યત્ન કરતું હોય તેવો તેનો અવાજ સાંભળનારને ઘણો રમુજી લાગે છે. તેઓમાં એક બીજી શોભાયમાન જાત છે, કે જેનો રંગ બદામી છે, અને જેની આંખની ઉપર એક સફેદ લીટી જેવો કાપ, તેમજ ગરદન, છાતી અને પેટના આગળા ભાગપર સફેદ નાનાં મોટાં ડાભાં જણાય છે. તે પોતાની કટાર જેવી ચાંચથી ઓળખાઇ આવે છે, અને તેનો સુંદર કકુના જેવો અવાજ ટેકરીના દરેક ભાગપર સંભળાય છે. તેઓ હમેશાં બબ્બેની જોડ થઈ ઉડે છે, પણ છુટાં છુટાં ઝાડપર બેસી ગીત ગાય છે, અને તેઓની જાત લગાર બીહકણ છે. "ગ્રશ" નાં જેવુંજ પણ બહુ ભપકાદાર પીછાંવાળું એક બીજું પક્ષી છે જેને ઓરીઓલ (Oriole) કરી કહે છે. તેનાં પીછાંનો કાળો અને પીળો રંગ અતી સુંદર રીતે મળી ગયલો છે, તેની આંખ તદન લોહી જેવી લાલ હોય છે, અને તેની ચાંચ બરફ રંગની છે. તે એક ઝાડપરથી બીજાં ઝાડપર કુદકા મારતું સીસોળી ફોડવાના જેવો અવાજ કરેછે, અને જમીનપર કદી પગ મેલતું નથી. તે ગરમીની રૂતુમાંજ ટેકરી ઉપર આવે છે, અને ઘણો ખરો વખત નીચેની ખીણોમાં કહાડે છે.

કબુતરની જાતનાં લીલાં પક્ષીઓ પણ અત્રે જોવામાં આવે છે. તેનાં પીછમાં લીલો અને બફ રગ ભેળાયલો જણાય છે, પણ લીલો સૌથી વધારે પ્રગટ દીસે છે. તેની તપેહનું અવલોકણ ઝરા નજદીક, જ્યાં કોઇની આવજાવ ન હોય ત્યાં બેસી જોવાથી સારી રીતે કરી શકાય છે અને એકો તથા લુઇસા પોઇન્તની વચ્ચે આવેલો ઝરો કે જે મોટાં ઝાડોથી ઢકાયલો છે, ત્યાં તેઓ વારંવાર દીસેછે. તેઓ કદાચજ બે યા ત્રણુથી વધારેનાં ટોળાંમાં ઉડેછે અને સવારના ઝરા નજદીક ચોકસ વખતેજ તેઓ પાણી પીવા આવે છે. તેઓની ઉડવાની ઝડપ બહુ છે, જેથી કોઈ વાર તો તેઓનો રંગ પણ કેવો છે તે માલમ પડતું નથી.

આવી આવી જાતનાં પક્ષીઓ માથેરાનની ટેકરીપર વસે છે, જ્યારે એ વતરોગે હજી બીજી કેટલીક જાતો ત્યાં રહે છે, કે જેઓનાં અણુદીઠ રહેઠાણોને લીધે અથવા તો જેઓનાં અતીશય ઝડપવાળાં ઉડવાને લીધે તેઓની વધુ બારીક ખોળ તથા તપાસ કોઈથી કરી શકાતી નથી.

---

## પેટે ચાલનારાં જાનવરો.

આ નેહસ્ત જાતનાં પ્રાણીઓની શોધમાં કોઈજ માણસ જતું હશે, યા તેઓના ખવાસમાં કોઈજ મજાહ મેળવતું હશે. જંગલમાં બીજી શોધખોળ વેળા તે નધારેલું તમારી સનમુખ નીકળી આવે છે. કાચબાની જાત ટેકરીની ઉપર ચહડી આવતી હજુ સુધી જણાઈ નથી. મોટી ગરોડી નળાની આગપાસ ઘણીવાર નજરે પડે છે, કે જેની લંબાઈ ચાર ફીટ જેટલી છે; અને જો કે તે કોઈ પણ રીતે ધાસ્તી ભર્યું પ્રાણી નથી, તો પણ તેનો દેખાવ ઘણો ભયકાર છે. બીજી નાની ગરોડી ઘેરના વરડાપર સાઢીમાં તથા રસ્તાપર સુકાં પાંદડાંપર ચાલતી વારવાર મળી આવે

છે. વળી સફેદ અને ભુરા પટાવાળી નલોડી ઝાડપર ચ-
ઢડી જતાં પણ દીસેછે. જો તેની પુછ પકડી હોય છે તો
અતી ઝડપથી તે ડાંખલી માંહે ભરાઇ જાય છે. દેડકાંઓ
પણ કુદકા મારતાં ઝરાઓની નજદીકના પાણીવાળા ખા-
ડાઓમાં દેખાય છે. તેઓ માંહે સઉથી મોટો જેને બુલ-ફોગ
(Bull-fog) કરી કહે છે, અને જેની લંબાઈ એક ફુટથી
પણ મોટી કહેવાય છે, તે માલહુંગા પોઈન્ત તરફ જવાના
રસ્તાપર એક પાણીના ખાડાઓમાં કોઈ કોઈ વાર દીસે છે.
તેની આંખો બાહેર નીકળી આવેલી, ડુબ પોહળી અને
દાંતો ટાળવાંમાં નીકળેલા જણાય છે, જ્યારે પગનાં આંગ-
ળાં છેક અણી સુધી પાતળી ચામડીએ જોડાયલાં હોય છે.
એથી નાના દેડકાઓ બંદ આગળ વારંવાર બુમ પાડતા
સંભળાય છે. તેઓની એક બીજી જાત છે, જે પાતળી અને
ઝડપ ચાલની છે. તેઓનો રંગ જરાક ખુલ્લો હોય છે, પણ
પગ અને શરીરપર ઘેરા રંગના પટા છે. પણ સૌથી વ-
ધારે ભય ઉત્પન્ન કરનારા તો ત્યાં ઉભાઈ જતા સાંપો છે, કે
જેમની મુશ્કેળ જાતો આ ટેકરી ઉપર મળી આવે છે.
સાંપના દાંત હમેશાં તીક્ષણ, અણીયાળા અને વાંકા ઉગેલા
હોય છે.

આ ટેકરીપર તેઓની સંખ્યા આટલી મોટી હોવા છતાં
ઈશ્વરકૃપાથી અકસમાત અજબ જેવી રીતે જવલેજ બને
છે. વધારે અજબ જેવું આ છે કે, બીજા દેશોમાં જ્યાં
આવીજ જાતના સાંપ થાયછે, ત્યાં દર વરસે સેંકડો માણ-
સો તેઓના દંખથી મરણ પામે છે. કોબ્રા સાંપની જાત
પણ અતરે ઘણી છે, અને બીજી બધી જાત કરતાં તેઓ
બહુ નાશકારક હોયછે. તેનું કદ પણ મોટું હોવાથી, જ્યારે
માણસને તે દંખેછે ત્યારે તે એટલા મોટા જથ્થામાં ઝેર
તેની અંદર દાખલ કરેછે, કે તે કમનસીબ માણસ ફક્ત

અર્ધા કલાકના અરસામા મરણ પામે છે, બીજી એક જાતના સાપ જે લમાઈમાં એક ફુટ અથવા ઘણામા ઘણા ૧૬ ઇચ સુધીના હોય છે, તે પણ અહી ઘણા મળી આવે છે. તેની ચામડીનો રગ લગાર પીળાશપર, અને ઉભા પટા સાથ છાટવાળો છે. વગર ઝેરી સાપની એક જાત જેને ત્યાના રહેવાસીઓ "નાનતી" ને નામે ઓળખે છે, તે વારેઘડીએ રસ્તાપરથી માથુ તરફ રાખી એમ તેમ ચાલી જતા દેખાય છે બીજો એક પાસેરીતા (Passerita) નામનો સાપ ચાર ફીટની લબાઇનો હોય છે, તે ઘણોજ ઝનુની અને જલદીથી દખ મારનારો કહે છે. તે પોતાના લાબા તીક્ષણ દાત છેક અદર વેર ભોકી દે છે આ દાત ઝેરી ન હોવાથી, ઘણા ધાસ્તી ભરેલા નથી; પણ સર્વથી વધારે ભયકર દેખાવનો સાપ તો "ડામન" નામનો છે, કે જે આઠ ફીટની લબાઈનો, અને એક મરદના હાથની કાડી કરતા પણ જાડાઈમા વધારે હોય છે. ઝાડપરના સાપ પણ અહી સાધારણ છે, તેઓનો રગ ઘણુ કરી ઘેરો બદામી છે, અને તેના માથા અને મોહડાપર ભુરા પટા હોયછે, જ્યારે તેનુ પેટ તદન સફેદ હોય છે. તેનુ માથુ પોહળુ અને ચપટુ, આખ મોટી, અને દાત બાહેર નીકળી આવેલા હોય છે. એક વેળા એક તલાતી ચોક પોર્ન્તપર કામ કરતી વેળા જોયલા રાક્ષી સાપનો ભયભરેલો હેવાલ લઈ આવ્યો હતો, પણ તે ફરીથી કદી દીસ્યો નહી અને તેની હાજરીની ઈધાની ફક્ત ધુળવાળા રસ્તાપર પડેલા છાપપરથી મળી આવી હતી આ સાપ જબરદસ્ત મોટી પોહળાઇનો અને આસરે ૨૦ ફીટ જેટલી લબાઇનો હતો. તળાવમાં તરતા સાપ પણ બહુ જણાય છે, જો આપણ તેમની આગળ જઇએ છીએ તો તે તરત ડુબકી મારે છે, અને કેટલેક વખત તુલીક ઉપર આવતા નથી મુનીર (Munnir)

નામના સાંપથી લોકો પુષ્કળ ડરે છે; તેનો દંખ ઘણોજ ઝેરી છે અને તે માણસને તત્કાળ મારી નાંખે છે. બીજો એક ઝેરી સાંપ જેને પીત-પાઈપર (Pit-Piper) કહે છે તેનો રંગ તદન લીલો છે અને લંબાઈમાં એક ફુટ જેટલો છે. તે ઝાડોમાં તથા ઘાસમાં વારંવાર છુપાઈ બેસે છે. ત્યાંના દેશીઓ સાંપનાં ઝેર માટે ઘણાક ઇલાજો બતાવે છે, પણ તેઓમાંનો કોઈ પણ ફતેહમંદ નીવડેલો તથા કારગત જણાતો નથી. આ ઝેરની અસર એટલી ખરાબ છે કે ખરાબમાં ખરાબ કોલેરાની માફક એક વખત તે ઝેર શરીરમાં પેવશ થયું કે પછી મોત શીવાય છુટકો થતો નથી.

## કરચલા તથા કરોળીઆની જાતનાં જાનવરો.

વરસાદ પછી તેમજ અગાઉ, જળો અંહી પુષ્કળ નીકળી આવે છે. તે માણસ તેમજ પ્રાણીઓપર હુમલો કરી તેમનું લોહી ચુસી કહાડે છે, અને ઘોડાનાં ઘુંટણ અને નાકના નસકોરાંમાં તેઓનો ઝુમખો ને ઝુમખો એકઠો થયલો કોઈવાર મળી આવે છે. ઝાડપર ફુલ અને ફલની શોધમા જતાં તે પગપર વીંટળાઈ જાય છે અને લાંબાં ઘાસમાંથી પસાર થતાં ઘોડાના પગને પણ તે વળગે છે, જેથી તે બાપડાના બચાવ માટે તાર અથવા તમાકુનો રસ તેને પગે લગાડવો પડે છે. કરચલાં પણ અહી ઘણાં મળી આવે છે; તે ઝીણા ખડકપર જ્યારે ઝરો વહે છે ત્યારે ચઢી આવે છે અને જ્યાંસુધી જમીનમાં ભીનાસ હોય છે ત્યાંસુધી તે અંદર દટાઇ રહે છે. કેટલાંક મોટાં પક્ષીઓનો તે માનીતો ખોરાક છે, અને ઘણાંક પાહાડી લોકો તેને પકડવા માટે નળા આગળની જમીન ખણે છે અને ત્યાંથી તેને પકડી ઘેર લઈ જઈ ઘણાં હોંશથી પકાવી ખાયછે. વીછુંની જાત

ઘણાક મોટા પથ્થર માંહેથી મળી આવે છે. પેહેલા ભારી વરસાદ પછી તેઓની સંખ્યા એટલી બધી તો વધી જાય છે કે દરેક ઘરમાં તે બહુ ધાસ્તી ભરયું જનાવર થઈ પડે છે. તેઓમાં કોઈ કોઈની લંબાઈ ૧૦ થી ૧૨ ઈન્ચ જેટલી હોય છે, અને આવાં રાક્ષી કદવાળાઓના આગળના કાંટા કરચલાં જેવાજ છે, જ્યારે તેઓનાં બદનપરના લાંબા ઉભા બાલ તેઓનાં બેડોળપણામાં વધારો કરે છે. આ જાત રંગે તદન કાળી હોય છે, પણ એક નાની જાત જેના પગ, પુછડી, તથા કાંટાનો રંગ તજના જેવો અને શરીર ભુરા રંગનું હોય છે, તેનો દંખ કાળી જાત કરતાં પણ વધારે ખરાબ કહેવાય છે. તેઓના દંખ હાણીકારક જવલેજ નીવડે છે, પણ તેથી દુઃખ ઘણુંજ જબરદસ્ત ઉત્પન્ન થાય છે. આ દંખ ઉપર કલોરોફોરમ અથવા ઇપેકેકુઆના લગાડયાથી ફરક પડે છે.*

કરોળીઆ જે જોવામાં આવે છે તે ઘણું કરી મટોડાંની દેવાળની ફાટમાં વસે છે, અને વળી એક બીજી જાત પણ છે, કે જેનાં મોટાં જાળાં રસ્તાની બાજુએ વણેલાં વારંવાર નજરે પડે છે. લાંબા શરીરવાળા પાણીના કરોળીઆ બંદ નજદીક મળી આવે છે, જ્યારે લાંબા પગવાળા બીજા કરોળીઆઓ દરેક બંગલામાં ઢોલીયાની ફરતીન અને દેવાલપર હમેશાં બેઠેલા જોવામાં આવેછે.

---

* વળી એ દંખ ઉપર કેરોસીન તેલ રગડયાથી પણ ફાયદો થાયછે એવા દાખલા દાલ જાણવામા આવ્યા છે.

## માથેરાનમાં કયા કયા બંગલા તથા દુકાનો છે તેનાં નામો—કયાં આવેલા છે તે ઠેકાણાં તથા તેમના ધણીનાં નામો.

| બંગલાનું નામ. | બંધાવ્યો કયાં. | માલેક. |
|---|---|---|
| ફેરટલ હીલ. | ચોક હીલ | જમશેદજી ન. તાતા. |
| પેરેડાઇસ લોડજ. | એલેકઝાંડ્રા હીલ. | ડાકટર ફોલાદ. |
| ધી બાઇક. | ,, | મીસીસ. એલીસ આર ચેગ. |
| વાલેસની કું૦ | ,, | વાલેસની કું૦ |
| ફોલાદ હાઉસ. | ચોક હીલ. | શાંતારામ નારાયણ. |
| મંગળદાસ હાઉસ. અથવા ફાઉંટનલોડજ. | બંડની દક્ષિણ બાજુ. | ત્રીભોવનદાસ મંગળદાસ નથુભાઇ. |
| ગોમસ બંગલો. | ,, | રુસતમજી નાનાભાઈ. બે૦ જીજીસાઇ. |
| રોકડેલ. (પીન્ટોનું હોટેલ) | સેંનતર વેલી. | જે૦ એકસ પીનતો. |
| હરમીટેજ. | ,, | સીસટરસ સુપીરીયર. |
| રેડ લેંડસ. | એલફીંનસ્ટન હીલ. | કા૦ દીન૦ એદનવાલા |
| રગબી હોટેલ. | ચર્ચ પ્લેટો. | સો૦ જાં૦ એંડ સન્સ. |
| વોકરસ બગલો અથવા સી વ્યુ | ,, | જેકબ ડેવીડ સાસુન. |
| સ્કોટસ બગલો. | ,, | સીલાસ ઇ. સાસુન. |
| માલેટસ હાઉસ અથવા સ્ટોનહેનજ. | ,, | એસ. ડી સાસુન. |
| ગોમ્સ બગલો. રગબી હોટેલસાથે જોડેલો છે. | ,, | સો. જાં. એન્ડ સન્સ. |
| ધી ચેનર્જ. | ,, | મેહેરવાનજી રુસતમજી દલાલ તથા બે. રૂ. દ. |
| ધી માઉન્ટ. | ,, | સુપ્રીન્ટેન્ડટનું રેહવાનું મથક. |
| ધી ચરચ (યુરોપીયન.) | ,, | પબ્લીક પ્રાપરટી. |
| સ્તરનસ હાઉસ. | ,, | જે. એકસ પીન્ટો. |
| ધી સાલેટ. | ગારબટે હીલ. | સો૦ કા૦ મોદી. |

| | | |
|---|---|---|
| સેન્ડસ બંગલો અથવા ન્યુટનસ બંગલો. | એલેક્ઝાંડ્રા હીલ. | સોરા૦ ફરા૦ પટેલ. |
| રોઝ કોટેજ. | ,, ,, | ફીરોઝ૦ મે૦ મેહેતા. |
| તેરેસ કોટેજ. | ,, ,, | ફીરોઝ૦ મે૦ મેહેતા. |
| ફોરેસ્ટ લોડજ. | બંડની ઉત્તર બાજુએ. | વસનજી ત્રીકમજી. |
| બીહાઈવ અથવા કાફરડસ બંગલો. | ચર્ચ હીલ. | શેખઈસા બીન ખલીફા. |
| ઈવર્ટ લોડજ. | લુઈસા પોઈંટ. | કાવસજી મા૦ શેઠ. |
| સ્ટોન હાઉસ. | ,, ,, | સીસટરસ સુપીરીયર. |
| ટીપ સેક. | બંડની ઉત્તર બાજુ. | માણેકબાઇ ફરદુનજી મે૦ બનાજી. |
| ઉડલેંડસ અથવા લીડસ બંગલો. | પોરક્યુપાઇન પોઈંટ. | હાજી મહમદ૦ જુસ૦ |
| ફોક્ષનસ બંગલો. | સેનતર વેલી. | કલ્યાણદાસ મોહનદાસ. |
| લીન્ચ બંગલો. | ચર્ચ હીલ. | મહમદઅલી રોગે. |
| મેરાયા કોટેજ. | સેનતર વેલી. | રહીમતુલા મહમદ સયાની. |
| પારખલ હાઉસ. | ,, | નુરમહમદ જેરાજભાઇ પીરભાઇ. |
| એલફીનસ્ટન લોડજ. | એલફીનસ્ટન હીલ. | જેમ્સ ડીક્ષન. |
| રાજસ્થાન. | હાર્ટ પોઇન્ટ. | નવરોજજી નસરવાનજી વાહડ્યા. |
| માલકુંગા હાઉસ. | પોરક્યુપાઇન પોઈંટ. | અ૦ ફ૦ સોલીસીટર. |
| સ્પ્રીંગ ઉડ. | ચર્ચ હીલ. | કાવસજી કે૦ પાટક. |
| હીલ હાઉસ. | ,, ,, | જાલભાઇ અરદેશર શેઠ. |
| કેરનમોર, ગ્રીન્સ અથવા ચેપલેનસ. | લુઇસા પોઈંટ. | બદરૂદીન તઇયબજી. |
| ક્રેગીબરન. | હાર્ટ પોઈંટ. | દા૦ હો૦ દુબાસ. |
| ધી ફોલી અથવા બોમબે વ્યુ. | ચર્ચ હીલ. | માણેકબાઇ ફ૦ મે૦ બનાજી. |
| ધી વીલડરનેસ. | સેનટર વેલી. | શેખમહમદ ફતેઅલી. |
| બંડ સાઈડ. | ,, | જે૦ મેકલેગન. |
| કેપ્રેરા હાઉસ. | ,, | ડી૦ બી૦ ફેલોઝ. |

| | | |
|---|---|---|
| બેલા વીસ્તા. | એકો પોઇંટ. | જ૦ અ૦ વાહડ્યા. |
| રોઝેરીઓ હાઉસ. | સેનટર વેલી. | આગા અલીશાહ. |
| પીનટો હોટેલ. | ,, | જે. એકસ. પીન્ટો. |
| કોરેનેશન હોટેલ. | ,, | પી. પી. ડી સોઝા. |
| બેનેડીક્ત લોડજ. | ચૌક હીલ. | ફ૦ હો૦ કમીસરયટ-વાલા. |
| ગારબરટ હૉલ. | ગારબરટ હીલ. | ર૦ હા૦ દુભાશ. |
| ચોક હૉલ. | ચોક હીલ. | બદરૂદીન તઈયબજી. |
| ફ્લોરન્સ હાઉસ. | ,, | કરીમભાઈ ઈબ્રાહીમ. |
| મેરી લોડજ. | સેનટર વેલી. | ઈ૦ ફ્રીબોરન. |
| આરનોલ્ડ લોડજ. | ,, | ફ૦ ન૦ પટેલ. |
| વિક્ટોરિયા હોટેલ. | ,, | જી૦ બી૦ ગોમસ. |
| સની સાઈડ. | ,, | જી. બી. ગોમસ. |
| અલાદીન લોડજ. | ,, | રહીમભાઈ અલાદીન. |
| ફર્નવુડ (જુનીતારઆરીસ) | એલફીનસ્ટન હીલ. | ડાકટર મા૦ આદરજી. |
| ગ્રેનવીલ હોટેલ. | એલફીન્સ્ટન હીલ. | લોસફની કું૦ |
| બાર હાઉસ. | બંડની ઉત્તર બાજુ. | કે૦ ધ૦ પેસતનજી. |
| રેટહાઉસ અથવા ધનબાઈ લોડજ. | સેનટર વેલી. દવાખાનાની સામે. | ધનબાઈજી ધનજીસાઈ નસરવાનજી કામા. |
| પ્રોસપેકટ હીલ અથવા પ્લે ગ્રાઉંડ. | બંડની ઉત્તર બાજુ. | પબલીક વર્કસ ડીપાર્ટમેંટ. |
| વાહડ્યા હાઉસ. | ચૌક હીલ. | મેહેરબાઇ અરદેશર હો૦ વાડ્યા. |
| અંડરવુડ. | ,, | જસ્ટીસ બરડવુડ. |
| મેનડીસ હાઉસ. | ,, | ડાકટર એફ મેનડીસ. |
| ધી દેલ. | સેનટર વેલી. | ફરામજી દોરાબજી. |
| ફીડી લોડજ. | ,, | પીરોજબાઇ માણેકજી હો૦ કમીસરયટવાલા. |
| ફ્લીટવુડ. | ચોક પોઇંટ. | લક્ષ્મીબાઈ ધોંડીરાજ વીનાયક. |
| રેલ્વ હીલ. | ચર્ચ હીલ. | કરનલ કુલર. |
| સેનીટરીયમ. | ચોક પ્લેટો | આનરરી સેક્રેટરી રકારીરા આરફનેજ. |

| | | |
|---|---|---|
| રોમન કેઠલીક ચર્ચ. | સેનટર વેલી. | પબલીક પ્રાપરટી. |
| શાપુરજીની દુકાન. | ,, | શાપુરજી નવરોજી. |
| બી. બી. ડીસોઝાની દુકાન. | ,, | બી. બી. ડીસોઝા. |
| અલીભાઇ આદમજી. | ,, | અલીભાઇ આદમજી. |
| ગોગસની બેકરી. | ,, | જી. બી. ગોબસ. |
| કરસન દેવસી. | ,, | કરસન દેવસી. |

## માથેરાનમાં ફરવા જવાની તથા બીજી જગાઓના તફાવતનો કોઠો.

માથેરાનના સુપ્રીન્ટેન્ડેન્તની આફીસ યાને પોસ્ત અને ટેલીગ્રાફ આફીસ આગળથી, નીચલી જગાઓ વચેનો તફાવત હેઠળ લખ્યા-પ્રમાણે છેઃ—

| | મૈલ. | ફ. | પો. |
|---|---|---|---|
| પેનોરામા... ... ... ... ... ... ... ... | ૩ | ૭ | ૩૫ |
| ગારબત જઇને પાછાં આવતાં. ... ... ... ... | ૬ | ૬ | ૨૦ |
| સીમસન ટેંક અથવા ન્યુ બંદ. ... ... ... ... | ૨ | ૧ | ૧૫ |
| હાર્ત પોઇન્ત. ... ... ... ... ... ... ... | ૨ | ૫ | ૦ |
| શારલત લેક. ... ... ... ... ... ... ... | ૦ | ૪ | ૧૦ |
| લુઇસા પોઇન્ત ઉપલે રસ્તેથી. ... ... ... | ૧ | ૭ | ૨૦ |
| લુઇસા પોઇન્ત નીચલે રસ્તેથી. ... ... ... ... | ૧ | ૫ | ૦ |
| લેન્ડસ્કેપ પોઇન્ત. ... ... ... ... ... ... | ૦ | ૬ | ૦ |
| એકો પોઇન્ત. ... ... ... ... ... ... ... | ૦ | ૬ | ૧૦ |
| એલેકઝાંનડર પોઇન્તપર જઇને પાછાં આવતાં.... ... | ૧ | ૪ | ૦ |
| * પોરક્યુપાઇન પોઇન્ત પરથી લુઇસા પોઇન્ત. ... | ૧ | ૦ | ૩૦ |
| પોરક્યુપાઇન પોઇન્ત અને માલડુંગાને રસ્તે થઇને લુઇસા પોઇન્ત ઉપર, અને ત્યાંથી નીચલે રસ્તે થઇને સુપ્રીન્ટેન્ડેન્તની આફીસપર પાછાં આવતાં... ... | ૪ | ૪ | ૦ |
| બી હાઈવને રસ્તે મેલેટ સ્પ્રીંગના રસ્તાની શરૂઆત આગળ. ... ... ... ... ... ... ... | ૧ | ૧ | ૦ |
| સુપ્રીન્ટેન્ડેન્તનો બંગલો. ... ... ... ... | ૦ | ૪ | ૦ |
| દેવલ. ... ... ... ... ... ... ... ... | ૦ | ૬ | ૦ |
| જીમખાનું... ... ... ... ... ... ... ... | ૨ | ૧ | ૦ |

| | | | |
|---|---|---|---|
| દેવલ પરથી થઈને નારેલના રસ્તાપર આવેલી ટપાલની પેટી. ... ... ... ... ... ... ... | ૨ | ૦ | ૦ |
| સાત માઈલનો પથર છે ત્યાંસુધી... ... ... ... | ૦ | ૩ | ૩ |
| ફીલુચા ચરા ( કસતુરી આગળ. )... ... ... ... | ૨ | ૦ | ૧૦ |
| * ફીલુચા ચરાથી મોચી બજાર. ... ... ... ... | ૧ | ૩ | ૧૦ |
| ૭ માઈલનો પથર છે ત્યાંસુધી. ... ... ... ... | ૦ | ૫ | ૦ |

☞ જ્યાં * આ પ્રમાણેની નીશાની મેલી છે તેનો તફાવત સુપ્રીન્ટેન્ડેન્તની આફીસથી નહી પણ ત્યાં આપેલે ઠેકાણેથી છે એક ફરલોંગના ૨૨૦ વાર, તથા એક પોલના સાડાપાંચ વાર સમજવા.

## હોટેલો.

માથેરાનમાં બધાં મળી છ હોટેલો આવેલાં છે, જેઓ ગ્રેનવીલ, પીન્તો, રગબી, કલેરેનડન, વીકટોરીયા, અને આલબરટ વીકટર હોટેલને નામે ઓળખાય છે. આ માહેલાં પેહેલાં ચાર ઈંગ્રેજોનાં અને બાકીનાં બે દેશીઓ માટે છે. યુરોપીયન હોટેલમાં દર માણસ દીઠ દારૂ વગર પાંચ રૂપ્યા લેછે, જ્યારે જાણીતું પારસી હોટેલ વીકટોરીયા ફકત પારસીઓનેજ દાખલ કરેછે, ત્યાં દર માણસ દીઠ ત્રણ રૂપ્યા લેછે. ગરમીની રૂતુમાં આ હોટેલોનો બહુ લાભ લેવાય છે, અને મે માસમાં તો તેઓ ચીકાર ભરાઇ જાયછે. પારસીઓનું જાણીતું વીકટોરીયા હોટેલ કે જેને હજી સ્થાપ્યાને છ વરસ થયાં છે તેટલામાં તે ઘણી સારી રીતે મચી ગયું છે. વરસની બેઉ મોસમમાં તે ચીકાર ભરાઈ જાયછે અને મે માસમાં તો એટલી ધમાલ પડે છે કે હોટેલના ઓરડા સઘળા ભરાઈ જવાથી બાહેર કમપાઉન્ડમાં તંબુ મારવાની ફરજ પડેછે. આ હોટેલ ખરેખર પારસીઓની મોટી ખુટ પુરી પાડેછે, કારણ કે જ્યારે તેની હૈયાતી ન હતી ત્યારે જરૂરની વેળા પારસીઓને 'કલેરેનડન' અને તે વેળાનું

'હોપહોલ' કે જેઓ બેજ-ફક્ત દેશીઓને લેતાં હતાં, ત્યાં ઉતરવું પડતું હતું, પણ ત્યાં કાંઈ તેઓને ઇંગ્રેજોની સાથે 'તાબ્લ ડે હોત' પર ખાવા દેવામાં આવતા ન હતા. આ વીકટોરીયા હોટેલ સ્થાપનાર ત્યાંની યુરોપ શાપ રાખનાર મી૦ શાપુરજી નવરોજી છે. પણ છેલ્લી બે સીઝન વેળા તે મી૦ અરદેસર નવરોજી લારડના અખત્યારમાં હતું કે જેઓની અછી મેનીજથી લોકો બહુ રાજી થયા હતા. પણ આ અરસામાં તેઓને બરોબર પરવડતું ન હોવાથી તે પાછું મી૦ શાપુરજીને સ્વાધીન થયું છે. આ હોટેલમાં વળી ફેમીલી માટે જો જોઇયે તો જુદી હેલાયદી જગા પણ આપવામાં આવે છે, અને તેઓને દરેક રીતે સગવડ કરી આપવાને મી૦ શાપુરજી પોતાથી બનતી મેહેનત લેછે.

આલબરત વીકતર હોટેલ કે જેનો માલેક મી૦ ઇભરામ નામનો એક મુસલમાન છે, ત્યાં પણ હાલ દેશીઓની સારી સંખ્યા એકઠી થાયછે. આ હોટેલ પણ ઘણી સારી જગા ઉપર આવેલું છે, અને ત્યાં પણ ગઈ મોસમમાં ઘણાં સારાં આસામીઓ રહી ગયાં હતાં. આ હોટેલમાં પારસીઓ ઉપરાંત બીજી જ્ઞાતવાળા દેશીઓને દાખલ કરેછે.

## હાલના સુપ્રીન્ટેન્ડેન્ટ ડાક્ટર જે. એસ. વીલકીન્સે કરેલો બહુ સંતોષકારક સુધારો.

તોનજોનમાં થયલો ફેરફાર—ટેકડી ઉપર હવા ખાવા આવનારાઓને તોનજોનનો દર બહુ ભારી પડવાથી ડાકટર વીલકીન્સ તેને કોઇપણ રીતે ઓછો કરી લોકોને સગવડ કરી આપવાને બહુ ઇંતેજાર હતો, જે ઉપરથી તેનો એક મી૦ વોલેસ નામનો દોસ્ત જે મુંબઈની ગ્રામવે કમપનીનો ઇન્જનેર છે, તેની મેહેરબાની અને બાહોશીથી હાલની હલકી અને બહુ સગવડ ભરેલી તોનજોન જે 'વોલેસ ચેર'ને

નામે ઓળખાય છે, તે બનાવવામાં આવી. જુની તોનજોનનું વજન કાંઇપણ ભાર વગર ૮૦ થી ૧૪૦ રતલ જેટલું હતું, જ્યારે આ નવીનું વજન ફક્ત ૩૦ રતલ છે. વળી આ હલકી ખુરસી ઉચકી જવાનું ભાડું પણ આઠ રૂપ્યા પરથી ઓછું કરી સાડાપાંચ રૂપ્યા કરયું છે, અને તેને નારેલથી લાવવા માટે ફક્ત છ માણસોનીજ ગરજ પડેછે.

**નારેલ અને માથેરાન વચેની સ્તીમ ટ્રામ**–નારેલ અને માથેરાનની વચ્ચે સ્તીમ ટ્રામ કરવાની યુક્તીઓ આજ કેટલાંક વરસો થયાં કરવામાં આવી છે, પણ હજુ સુધી તેનું કાંઇ સેવટ આવેલું દીસ્તું નથી, જો કે આ વરસ તે માટેની હીલચાલ વધારે પક્કા પાયાપર કરવામાં આવી છે. મી૦ એન૦ એન૦ વાહડીયાએ એ માટે એક પ્લાન પણ ઘડી કહાડયો છે, જે ઉપરથી એવું દીસે છે કે માઉન્ત બેરી આગળથી નીચે ઉતરતી ટેકડી ઉપરથી આ ટ્રામને ચલાવવામાં આવે; આ વિશે સઘળું તૈયાર કરી સરકાર ઉપર મોકલી આપવામાં આવ્યું છે. જી. આઈ. પી. રેલવેવાળાઓ નારેલ અને વીકતોરીયા તરમીનસ સ્તેશન વચ્ચે કેટલીક ફાસ્ત ટ્રેનો ચલાવવાને કબુલ પણ થયા છે અને તેથી જો એવું કાંઈ બની શકે તો મુંબઈથી માથેરાનની ટેકડી ઉપર જતાં બે કલાકથી વધુ થાય નહીં; પણ સાંભળવા પ્રમાણે આ યુક્તીની તરફેણમાં ઝાઝાં મત પડેલાં જણાયાં નથી.

અલબતાં ટ્રામ થવાથી લોકોની આવજાવ ઘણી સેહેલ અને સસ્તી થાય એમાં કાંઈ શક નહીં, પણ બીજી રીતે જોતાં ફાયદાને બદલે કેટલીક અડચણો થવાનો સંભવ રહેછે. હાલ ટ્રામ વગરજ લોકોની આવજાવ એટલી તો વધી ગઈ છે કે બંગલાઓ, ટટુઓ તેમજ તોનજોનો ઉપર તુટાતુટ પડેછે, અને મે માસમાં પાણીની તેમજ કેટલીક ખાધ ખોરાકીની બુમાબુમ પડી રહેછે, ત્યારે જો

એવી સેહેલાઈથી જવા આવવાનું બને તો કેટલી બીજી અડચણો સોસવી પડે તે વીચારવું સેહેલ છે.

**ટટ્ટુઓની તંદરોસ્ત હાલત**—ટટ્ટુઓને સારી સ્થીતીમાં લાવવાનું માન ખચ્ચીતજ ત્યાંના ભલા સુપ્રીન્ટેન્ડન્ટને ઘટે છે. સૌથી સરસ ટટ્ટુ રાખનારને ઈનામની લાલચ આપ્યાથી તેઓની સારી જતન લેવામાં આવેછે અને ખોરાક પણ તેઓને પુરતો મલેછે. આ ઈનામ આપવાનું ગયા સાલથી શરૂ થયું છે, અને તેથી કરી આ ગરીબ બીચારાં મુગાં જાનવરો કે જેઓ ઉપર દેખઇતી રીતે ઘાતકીપણું કોઈ કોઈ વાર ગુજારવામાં આવતું હતું, તે દુર થયું છે અને ખરેખર તેઓના આશીર્વાદ આ ધારો કહાડનાર માયાળુ ગ્રહસ્થને મળતા હશે. દરેક ઘોડાના ધણીને એક ટીકીટ આપેલી હોય છે, કે જેની ઉપર ભાડાંના દર ખુલ્લી રીતે છાપેલા છે. આ શુભ નેમમાં લોકો તરફથી મદદ અને ઉત્તેજણની ખરી જરૂર છે. વળી "તોલ હાઉસ" આગળ એક માણસને રાખવામાં આવ્યો છે, કે ખરાબ હાલતવાળા ટટ્ટુઓને આવતાં જતાં અટકાવવા અને કોઈપણ ટટ્ટુને ૨૪ કલાકમાં એકથી વધુ વાર ટેકડીપરથી ઉતારે યા ચહડાવે નહીં તેની પુરતી તપાસ રાખવી.

'ચોક પ્લોટો' નજદીક હમણાં એક નવી 'રાઇડ' કરવાની જગા કરવામાં આવી છે, કે જેની ઉપર રૂ ૧૦૦ નો ખરચ બેઠો છે. પોતાના ટટ્ટુઓને સારી કસરત આપવાને તથા જેઓ એકાંતમાં 'રાઈડ' કરવાને ઇચ્છતાં હશે તેઓ માટે આ જગા ઘણી સારી છે. તે ઘેરાવામાં ફક્ત અરધો માઈલ છે, કારણકે તેની આસપાસની જગા કઠગી હોવાથી તેને વધારવાને બની શકયું નથી.

ગ્રેનવીલ હોતેલ અને જીમખાના પરથી થઈ જે ચોકનો રસ્તો નારેલ જાયછે અને જે ખીસમાર હાલતમાં પડેલો

હતો, તેને આપણા સુપ્રીન્ટેન્ડન્ટે સારી સ્થીતીમાં આણ્યો છે, અને અગાઉના કરતાં તદન જુદાજ 'પ્રીનસીપલ' પર બાંધવામાં આવેછે. આ આખો રસ્તો આવતા અકટોબર માસ સુધીમાં તૈયાર થઈ રહેશે એવી આશા છે.

પાણી વધારે સારી રીતે પુરૂં પાડવાની નવી યોજના—માથેરાનમાં પાણી વધારે સારી રીતે પુરૂં પાડવા માટે એક નવી યોજના હાથમાં આવી છે. તે એવી રીતે કે, એક મોટી ટાંકી ચર્ચ પ્લેતો ઉપર બાંધવી કે જેની અંદર ૨૦૦ ઇંચ જેટલું વરસાદનું પાણી ઝીલાઈ રહે. અને વળી એવી સુચના થઈ છે કે, મુખ્ય રસ્તાઓપર ચાર મોટા નલો ખોડવા અને તેની સાથે નળીઓ જોડી બંગલાઓમાં પાણી પુરૂં પાડવું. આથી ખચ્ચીત લોકોને પુશકળ ફાયદો થશે, કારણ કે પાણીના દુકાળની દર સાલ માથેરાનમાં બહુ બુમ પડેછે, અને લોકોનાં ભલાં ખાતર આ યોજના અમલમાં લાવનાર ડાકટર વીલકીન્સને એ થોડું માનપુર્વક નથી. જાનવરો માટે પણ પાણી પીવાની એક જગા બજારની વચ્ચે કરવામાં આવશે, કે જેનું પાણી મોટી ટાંકીમાંથી નળની મારફતે પુરૂં પાડવામાં આવશે, અને બજારનાં લોકોને પણ તે માંહેથી પાણી મફત લેવા દેવામાં આવશે.

માથેરાનની લાઇબ્રરી જે પોસ્ત આફીસની પાસે આવેલી છે, તેની હાલત અગાઉના કરતાં કાંઇક સુધરેલી જોવામાં આવેછે; જો કે તેને વધારે સારી સ્થીતીમાં લાવવા માટે ફંડની તેમજ નવી જાતની ચોપડીઓની ઘણી જરૂર છે. કોઈ સખી ગ્રહસ્થ એ કામ માથે ઉઠાવી તેને માટે એક જુદી જગા બંધાવી આપે તો બેશક તેને સારા પાયાપર થઇ જતાં વિલંબ લાગે નહીં. ત્યાં રોજનાં ન્યુસપેપર તેમજ વેલાતનાં અઠવાડીક પત્રો પણ જેઓ ઘરાક

હોય તેઓને વાંચવાને મળેછે. આખી સીઝનનાં દરેક ઘ-રાક પાસે પાંચ રૂપ્યા લેવામાં આવે છે.

માથેરાનનું જીમખાનું બહુ સરસ રીતે ચલાવવામાં આ-વેછે અને તેની દેખરેખ સુપ્રીન્ટેન્ડન્ટના હાથમાં છે અને જોકે તેની ફી બહુ ઓછી હોવા છતાં તેમાં સારી કમાની થાયછે. ત્યાં ઘણીક સુંદર 'તેનીસ કોરટો' બનાવેલી છે, જેમાં કેટલીક સવારના રમવા માટે મોટાં ઝાડના છાયા હે-ઠળ કરેલી છે, જ્યારે બીજીઓ સાંજની વેળા રમવાને માટે રાખેલી છે. ત્યાં એક તંબુ મારેલો છે, જેની અંદર તેમજ બાહેર બાંકો ગોઠવેલા છે. ફક્ત આ માંહે એટલુંજ દલ-ગીરી ભરયું છે કે, ઇંગ્રેજો શીવાય ત્યાં કોઈ પણ દેશીઓને રમવા જવા દેતા નથી; જોકે પારસીઓએ પોતા માટે ગયે સાલ કલેરેનડન હોટેલની સામેનાં મેદાનમાં એક 'તેનીસ કોરટ' ઉભી કરી હતી.

હવે આ ઉપલા સઘલા સુધારા પરથી આપણે જોઈ શકયે છીયે કે, ડાકટર વીલકીન્સ કેવા ખંતીપણાં અને જાતી મે-હેનતથી, માથેરાનને જેમ બને તેમ સુંદર અને ત્યાં જનારા શોખીનોને વધારે મજાહ આપનારૂં કરવાને પોતાથી બનતું કરેછે. તે માથેરાનનો ડાકટર, મેજીસ્ટ્રેટ, લાઈબ્રેરીયન, અને ત્રેઝરર પણ એકી વખતે કહેવાઈ શકાય. વારંવાર દરેક ગરીબ માણસોની જીવ વગરની ફરયાદ સાંભળતાં તેને કંટાળો પણ ઉપજતો હશે, અને દરેક જણને રાજી રાખવું ન બની શકે એવું છે, તોપણ ડાકટર વીલકીન્સ તેમજ તેની ભલી બાનું દરેક જણ સાથે ઘણી માયાથી વર્તે છે. દર ત્રણ ત્રણ વરસે સુપ્રીન્ટેન્ડન્ટની બદલી થવાથી, ઘણી અફસોસની વાત છે કે આવા ભલા અમલ-દારોને બદલે નવા આવ્યાથી કામ આગળ વધતું અટકે છે. ડાકટર વીલકીન્સ જે હજુ તો ગયેજ સાલ માથેરાનમાં આવ્યો છે, તે પોતાનો વખત પુરો થાય તે આગમજ

લોકોનાં ભલાં ખાતર બીજો ઘણોક જોઇતો સુધારો કરી માથેરાનને વધારે-રોણકદાર બનાવવાને, પોતાથી બનતું કરશે એવી આશા છે.

મરીન બતેલીયનનું બેંડ પણ એક પખવાડીયું તલીક લોકોને ગમત આપવાને ગયે સાલ તેમજ આ સાલના મે માસમાં ત્યાં હાજર હતું. આ બેંડનો ખરચ પુરો પાડવા માટે લોકોમાં ઉઘરાણું કરવામાં આવેછે. એ ઉપરાંત ત્યાં થતા ઘોડાની સરતો અને 'સ્પોરટ્સ' થી લોકોને પુરતી ગમત મળે છે. પણ સૌથી ન ધારેલો એક બનાવ જે ગયે વરસે બન્યો અને જેથી આખું માથેરાન હળીમળી રહ્યું હતું, તે મુંબાઈની જાણીતી મી૦ બાલીવાળાની વીકટોરીયા નાટક મંડળીનું ત્યાં જઈ પુગવું હતું. તેઓ માટે એક તંબુ રોમન કેથલીકના દેવલની પાસેની ખાલી જગાપર મારવામાં આવ્યો હતો અને તે માટેની સઘળી સગવડ ડાકટર વીલકીન્સે તેઓને કરી આપી હતી. તેઓ ત્રણ દીવસ ત્યાં રહ્યા હતા અને બે વેળા પરચુરણ કેટલાક ખેલો કરી લોકોને અત્યંત ગમત આપી તેઓ મુંબઇ પાછા ફરયા હતા. આ ખેલની સઘળી કમાઈ મિ૦ બાલીવાળા પોતાનાં હમેશનાં સખી દીલ પ્રમાણે ત્યાંજ ઉપયોગમાં લેવાને આપી આવ્યા હતા, અને જે રકમમાંથી ત્યાંની દરેક પોઈન્તપર થાકેલા લોકોને બેસવા માટે એકેક બાજત મી૦ બાલીવાળાનાં નામે મુકવામાં આવ્યો હતો.

નારેલ અને માથેરાન વચ્ચેની સ્તીમ ત્રામવે માટે જે આગલા ભાગ ઉપર જણાવવામાં આવ્યું છે તે યોજના નામદાર સરકાર અને મી૦.વાહાડયા વચ્ચે બંદોબસ્ત નહી થઈ શકયાથી, આ પુસ્તક સમાપ્ત કરતી વખતે માંડી વાળવામાં આવી છે.

